

# વીરધર્મની વાતો

"જયભિખ્ખુ"



[ લેખક : **શ્રી. સુશીલ** ]

"**આ ગ્રંથના** લેખક ભાઈશ્રી 'જયભિખ્ખુ'એ એ જ પ્રચલિત અને પરિચિત જીવનની કથા આ ગ્રંથમાં કહી છે. એમની શૈલી એટલી રસભરી અને વેગીલી છે, કે જાણે પરિચિત છતાં તદ્દન નવી કથા વાંચતા હોઈએ એમ લાગે છે !

"**જે વાત આપણે** પહેલાં અનેકવાર સાંભળી હતી, તે શ્રી. 'જયભિખ્ખુ'ના શબ્દોમાં નવાં જ રૂપરંગ ધરી ખીલી નીકળે છે. એ વખતે લેખકને એમ કહેવાનું મન થઈ આવે છે, કે "ભાઈ અમારી જુની વાત ફરી કહેતાં મૂંઝાશો મા ! એની એ જ વાત ફરી ફરીને કહેશો, તો પણ અમને મુદ્દલ કંટાળો નહિ આવે. તમારા કથનની શૈલી જ એટલી રંગભરી છે, કે અમારી એકની એક વાત પણ જ્યારે તમે બીજી વાર કહો છો, ત્યારે જાણે એનાં રૂપરંગ પલટાઈ જાય છે.

"ભાઈ જયભિખ્ખુ એક એક પ્રસંગ વર્ણવે છે, એમાંથી એક સુરેખ ચિત્ર ખડું થાય છે, માનવીના આદિ યુગનું સંવેદન ગદ્યને પદ્યની કોટીમાં લઈ જાય છે."

[ ભ૦ ઋષભદેવની પ્રસ્તાવનામાંથી ]

# વીરધર્મની વાતો

જયભિખ્ખુ



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તા : અમદાવાદ



શાંતમૂર્તિ મુનિરાજ શ્રી. જયંતવિજયજી મહારાજ

તથા તેઓશ્રીના સુશિષ્ય

મુનિરાજ શ્રી. વિશાળવિજયજી મહારાજ

## — અર્પણ —

ગુરુ - શિષ્યની બેલડી

શાંતમૂર્તિ મુનિરાજશ્રી જયંતવિજયજી મહારાજ

તથા

મુનિરાજ શ્રી. વિશાલવિજયજીને બન્ને



જેઓમાં મેં સદા સચ્ચાઈભરી સાધુતાનાં દર્શન કર્યાં, નિખાલસતાથી પરિપૂર્ણ શાંતતાની ઝાંખી કરી, નિર્દંભ વિદ્વતા, વિશુદ્ધભર્યો વૈરાગ્ય ને માધુર્યભરી કર્મણ્યતા નીરખી — તેઓશ્રીના હસ્તાંબુજમાં,



બેઠે હૈં તેરે દરપે, કુછ કરકે ઉઠેંગે,
યા વસ્લ ભી હો જાયગા, યા મરકે ઉઠેંગે.

અસર જજ્બ ઉલ્ફતમેં હૈ,
તો ખીંચકર આહી જાએંગે:
હમેં પરવા નહીં ઉનસે,
અગર વહ રૂસ બૈઠે હૈં.

કભી તકસીર જિસને કી હી નહીં,
હમસે પૂછો તો. વો આદમી હી નહીં.





# વીરધર્મની સાચી પિછાન

## [ પ્રવેશક ]

પ્રત્યેક સિદ્ધાંતકારના નસીબમાં સર્જાયેલી અનિવાર્ય ગેર-સમજણો, ઉત્સર્ગ અને અપવાદ માર્ગની ગૂંચવણો એક વાર ભગવાન મહાવીરના જીવનકાળમાં જ ઊભી થઈ. તેમના તત્ત્વજ્ઞાનને સમજી પચાવનાર ગુરુ ગૌતમાદિ જેમ મળ્યા, તેમ એમના અનેકાન્ત તત્ત્વજ્ઞાનને ખોટી રીતે રજૂ કરનાર ગોશાલાદિક પણ મળ્યા. ભગવાન મહાવીરના અગ્રગણ્ય શિષ્ય ગોશાળકે ને જમણા હાથ સમા જમાઈએ જ જાહેર કર્યું, કે સંસાર આખો નિયતિ પર ચાલી રહ્યો છે. કર્મવાદથી ભરેલા આ સંસારમાં ઉત્થાન, બલ, વીર્ય કે પરાક્રમની આવશ્યકતા નથી. એ તો જે થવાનું છે, તે લાખ વાતે થઈને રહેશે. તમે પુરુષાર્થ કરો કે ન કરો !

વીરધર્મના પ્રરૂપક ભગવાન મહાવીરે જોયું કે પોતાના જ જીવનકાલમાં પ્રવર્તેલા આ અસામંજસ્યને દૂર કરવું ઘટે. પણ એ કાર્ય કરવા જતાં પોતાનો શિષ્ય ગોશાલક જુદો પંથ કાઢી બેઠો.

દીકરી–જમાઈએ જુદો ચોતરો જમાવ્યો. પણ તેથી ય શું ? સંસારને ઉદ્ધારવા માટે સર્જાયેલો પોતાનો સિદ્ધાંત સંસારને નિર્માલ્ય બનાવનાર તો ન બનવો ઘટે ને ! સંજીવની કંઈ મૃત્યુમુખી બને ખરી !

ભગવાન મહાવીર આ માટે યોગ્ય તક શોધવા લાગ્યા. એક વાર પોલાસપુર જવાનું થયું. આ ગામમાં સદ્દાલપુત્ર નામનો એક તત્ત્વનો વેત્તા, વાદપરાયણ શ્રીમંત કુંભાર રહેતો હતો. એની પાસે દશ હજાર ગાયોનો એક વ્રજ, એક હિરણ્યકોટી નિધાનમાં ને એક વાપરમાં તેમજ એક વ્યાજમાં હતી. પાંચસો એનાં હાટ હતાં. અગ્નિમિત્રા નામે એને સુંદર પત્ની હતી.

આ સદ્દાલપુત્ર મંખલિપુત્ર ગોશાલકનો અનુયાયી હતો. નિયતિ-વાદનો પરમ પૂજારી હતો. ઉત્થાન, બલ, વીર્ય ને પરાક્રમમાં ન માનનારો હતો. ભગવાન મહાવીર તેને ઘેર ગયા. સદ્દાલપુત્ર વિનયી હતો. એણે ભગવાનનું સ્વાગત કર્યું.

સદ્દાલપુત્ર પોતાના સુંદર ઘડાઓને કાળજીથી તડકે મૂકતો હતો. ભગવાને પાસે જઈને કહ્યું: "સદ્દાલપુત્ર, આ તારા ઘડાઓને કોઈ ફોડી નાખે તો ? તને દુઃખ થાય ?"

"શા માટે ન થાય ? પણ હું કોઈને ફોડવા કેમ દઉં ?"

"એમાં તું શા માટે વિરોધ કરે ?"

"ભગવાન, એની માટી જેવી તેવી નથી. એ લાવતાં મારે અનેક જાનવરોનો ભોગ આપવો પડે છે. લાવીને પણ ચોખ્ખા જળથી કાલવી છે, ને પછી મારી પ્રિયભાર્યા અગ્નિમિત્રાના રૂપાળા પગોએ એને સુંદર રીતે કેળવી છે. કેળવ્યા પછી કુશળ કારીગરને હાથે એ ચાક પર ચઢી છે; ને એમાંથી આ ઘડો નીપજ્યો છે."

"વાહ, વાહ, શો તારો પુરુષાર્થ! ત્યારે તો તેં તારાં બલ, વીર્ય ને પરાક્રમથી જ આ નીપજાવ્યું છે, કેમ?" ભગવાને એને મૂળમાંથી પકડચો.

સદાલપુત્ર ચમકચો, એણે તરત વાત ફેરવી ને કહ્યું: "ના, ના. એ તો થવાનું હતું ને થયું. બધી વસ્તુઓ નિયતિના બળે બન્યા કરે છે. પુરુષકારની અથવા ઉત્થાન, બળ, વીર્યની ત્યાં જરૂર નથી."

ભગવાનની મુખમુદ્રા પર દિવ્ય સ્મિત ફરકી રહ્યું. એમણે વાંસળીના જેવા મીઠા સ્વરે કહ્યું: "જો ખોટું ન લગાડે તો એક વાત પૂછી લઉં. નિયતિથી જ જો આ બધું બનતું હોય તો–કોઈ જોર જુલમથી તારાં વાસણ ફોડી જાય, કોઈ તારો નીંભાડો બુઝાવી નાખે, તને મારે, તને લૂંટે–અરે, તારી આ પ્રિય પત્ની અગ્નિમિત્રા સાથે ભોગ ભોગવે–તો તારે એમાં ખીજાવાનું કે કોપ કરવાનું કંઈ કારણ ન રહ્યું ખરું!"

સદાલપુત્ર ભગવાનનાં આ કઠોર વચનો સાંભળી લાલ બુંદ બની ગયો. એણે આવેશમાં આવીને કહ્યું:

"ભગવાન, ખીજાવાની કે કોપ કરવાની વાત બાજુએ મૂકો. હું એ દુષ્ટ માણસને મારું, કાપું, જીવતો કદી જવા ન દઉં."

"અરે સદાલપુત્ર, તારો જ સિદ્ધાંત તું કેમ ભૂલે છે? તારા સિદ્ધાંત પ્રમાણે તો ન કોઈ વાસણ ફોડે છે, ન કોઈ નીંભાડો બુઝવે છે, ન કોઈ તને મારે છે, ન કોઈ તારી પત્ની સાથે ભોગ ભોગવે છે! તારા મત પ્રમાણે તો કોઈના પ્રયત્ન વિના એ તો કર્મથી બધું બને જાય છે! ઉત્પાદનની, બળની, વીર્યની, પુરુષાર્થની તારે શી ખેવના!"

સદ્દાલપુત્રનાં પડળ એકદમ આ શબ્દો સાંભળી ઊતરી ગયાં, ભગવાને એને પંચ સમવાયી કારણોથી થતી કાર્યની ઉત્પત્તિ વિષે, તેમજ પુરુષાર્થ અને કર્મ વિષે સમજાવ્યું.

એ દહાડે સાચા વીરધર્મને સદ્દાલપુત્ર સમજ્યો.



# પ્રસ્તાવ

**પ્રતાપી,** પ્રેમશૌર્યથી અંકિત વીરધર્મના ઉપાસક જૈનોની સમક્ષ 'વીરધર્મની વાતો'નો આ સંગ્રહ ધરતાં મનને હર્ષ અને વિષાદ બંનેની લાગણી થાય છે. હર્ષની લાગણી એ માટે કે અરે, જેને ત્યાં આવા એક નહીં, અનેક પ્રતાપી પુરુષો થયા હોય: જેના અમૃતપ્રસાદમાં ઊંચ–નીચ, દેવ કે રાક્ષસ, મનુષ્ય કે પશુ, વિશ્વસમસ્ત પ્રેમપ્રસાદી પામ્યાં હોય એ ધર્મ તે કેવો મહાન હશે! વિશ્વબંધુત્વની ભાવના એની રોજિંદી ક્રિયાઓમાં છે. ત્યાગ, પ્રેમ ને શૌર્ય તો પદે પદે વેરાય છે. દેશ, રાષ્ટ્ર, પ્રજા અને ધર્મ–એ બધાંની સાથે એ સદા એકપ્રાણ છે.

અરે, અહિંસા એની છે, પ્રેમ એનો છે, ત્યાગ એનો છે. હોંશે હોંશે કષ્ટસહન એનું છે. પોતે ભૂખ્યા રહીને જગતને જમાડવાનું વ્રત એનું છે: કીડી પ્રત્યે એની દયા છે: ને કટક સામે કાયાની કુરબાની કરવાની એની તમન્ના છે. અન્યાયનો–અધર્મનો–જીવનને ઝાંખા પડતા અરિઓનો–શત્રુઓનો એ હંતા છે. રોજ રોજ અરિના હંતાને એ નમસ્કાર કરે છે. નિષ્કર્મણ્યતા, નિરાશાને એ જીવનમાં પડકારે છે.

વીરત્વની એક સંવેદના એને સદા સ્પર્શી રહે છે: અને તેથી જ સર્વ ક્ષેત્રોમાં એ વિજય સાધે છે. કેટલો સુંદર ભવ્ય ધર્મ !

હર્ષ ઉપરની વાતનો છે, ને વિષાદ આજના વર્તમાનકાલીન જીવનનો છે. કરોડોનો કારભાર કરનારી પેઢીમાં આજે કાણી કોડી પણ ક્યાં નહિ ? કંઈ એવી મથરાવટી મેલી થઈ કે જગતના બજારોમાં જૈનોનું સ્થાન હલકું, શોભાહીન બની ગયું ! ઇતિહાસકારો મહાવીરને પૂરા ન પિછાણે, તત્ત્વચિંતકો એના તત્ત્વજ્ઞાન તરફ ઉપેક્ષાની નજરથી નીરખે: દેશદ્રોહ સાથે જૈનોનો સંબંધ સાંધે, આપમતલબી તરીકે એને ચીતરે ! વ્યાજખાઉ, કાળાબજારીઓ, સ્વાર્થસાધુ, કૂપમંડુક, ભાવનાહીન, અંધશ્રદ્ધાળુ, અજ્ઞાની, આવાં આવાં અનેક બિરુદોથી એ સદા નવાજાય !

આ બધું સકારણ પણ છે. કારણકે નિષ્કર્મણ્ય, વેપારી ને સંકુચિત જનોના હાથમાં આજ જૈનધર્મ આવી પડ્યો છે. એક તરફથી વિશ્વબંધુત્વની વાતો કરનારા, 'ખામેમિ સવ્વ જીવે' એવું ભૂતમાત્ર તરફનું વાત્સલ્ય ધરાવનારા, ઘરઘરમાં જ લઢનારા બન્યા છે. વેપારમાં જિન કે દીનનો ફરક ન રાખનારા, વ્યવહારમાં એક બનીને ફરનારા; ધર્મની બાબતમાં સાંકડા બન્યા ! પોતાના જ ધર્મમાં અનેક ફિરકા પાડ્યા. એમાં પણ ભેદ પડ્યા, ભેદમાં પણ ભેદ ઊભા કરી જૈનોએ વિશ્વબંધુત્વસમા ધર્મનું અંગેઅંગ નોખું પાડી દીધું. કોઈએ હાથીની સૂંઢને હાથી કહ્યો, કોઈએ એના થાંભલા જેવા પગને હાથી કહ્યો, કોઈએ વિશાળ પેટને હાથી કહ્યો: પણ હાથીના સંપૂર્ણ સ્વરૂપને કોઈ ન પિછાણી શક્યું. જ્ઞાનહીન ક્રિયાકાંડોએ અને ક્રિયાહીન જ્ઞાને સમાજ પર ચૂડ ભેરવી. વીરધર્મનો પૂજારી વેવલો બન્યો. એના શુદ્ધ સ્વરૂપ પર કાલિમા લાગી.

આજ એ સ્વરૂપ નીરખવા જૈન મહાપુરુષોનાં અનેક પ્રતાપી ચરિત્રોમાંથી નાની એવી બાર–પંદર વાર્તાઓ સરલ શૈલીમાં અહીં

રજૂ કરી છે. વીરધર્મના પ્રેમીઓ વાંચે, પોતાનો ભવ્ય ભૂતકાળ નીરખે ને ભવિષ્યકાળને ઉજ્જ્વળ કરે.

આવા બીજા બે ત્રણ સંગ્રહો રજૂ કરવાની આશા રાખું છું, પણ આજે તો એ આશામાત્ર છે. 'ઉપવન'માં રજૂ થયેલી મારી બે એક જૈન વાર્તાઓ સુધારા સાથે આમાં સંગ્રહિત થઈ છે. 'ઉપવન'ની નવી આવૃત્તિમાં એને સ્થાને નવી મૂકવામાં આવી છે.

માદલપુર, પટેલનો માઢ
એલિસબ્રીજ : અમદાવાદ
તા. ૫–૯–૪૭

જયભિખ્ખુ

## અનુક્રમ



# ઉત્તરદાયિત્વ

[ વાર્તા પહેલી ]

પ્રજ્ઞા અને શીલ, આજે જાણે સ્વયં અવતાર ધરીને ઉજ્જયિનીમાં આવ્યાં હતાં. તપનાં તેજ ને સંયમનાં લાવણ્ય, ઉપર ભરી ભરી તરુણાવસ્થા—આવો મિલનયોગ તો કોઈ રૂપસુંદર નરમાં નીરખ્યો નહોતો. જોતાં જ દૃષ્ટિને મોહ વ્યાપે એવી પ્રચંડ દેહયષ્ટિ હતી. એમ થયા કરે કે શા કારણે આ ક્ષત્રિયે સંસારની માયાને વિસારી હશે. સ્ત્રીને મુગ્ધ કરી શકાય તેટલું રૂપ, સંસારને જીતી શકાય તેટલું શૌર્ય સભર ભર્યું હતું. વૈરાગ્યની ભભૂતિ પાછળથી પણ, વાદળને ચીરીને ચંદ્ર ચમકે—એમ રાજતેજ ડોકિયાં કરી જતું હતું.

મહાન આચાર્ય આર્ય કાલક ઉજ્જયિનીના એક ઉપાશ્રયને પોતાની વાણી—સુધાથી આજે પરિપ્લાવિત કરી રહ્યા

હતા. એમનું એક એક વચન નવલખું મોતી બનીને ઝરતું હતું. એને ઝીલનાર પણ એટલી અદબથી બેઠા હતા. સંસારની અસારતા, નિર્વૈર ક્ષમાધર્મ અને વૈરાગ્યની વહી નીકળેલી સરિતાઓમાં આખો સમુદાય આકંઠ ડૂબી ગયો હતો.

આર્ય કાલકનો પ્રતાપ અદ્‌ભુત છે. ભવ્ય દેવપ્રતિમા જેવો એમનો ઊંચો, સુરેખ દેહ છે. વગર ઓળે, વગર તેલ નાખે એમના વાંકડિયા વાળ નદીના તરંગો જેવા ઝૂમી રહ્યા છે. દેહ પર સ્વાસ્થ્ય ભરી લાલાશ છે, ને મોટી મોટી આંખોમાં કવિત્વ છે. જીવનના પ્રભાતમાં આખા મગધમાં અજોડ ધનુર્ધર, અપૂર્વ અશ્વવિદ્યાખેલક ને કુશળ યોદ્ધા તરીકે જેટલી એમની ખ્યાતિ હતી–એથી વધુ આજે સાહિત્ય, ન્યાય, કાવ્ય, વ્યાકરણ, છંદ, અલંકાર, નાટકાદિ આગમોના જ્ઞાતા તરીકે છે. હજારો વિદ્યાના અર્થી જુવાનો ને સાધુઓ સદા એમની ચરણસેવા કરે છે. એવા આર્ય કાલક આજ દશવૈકાલિક સૂત્રની ગાથાઓ પર વિવેચનાની વર્ષા વરસાવી રહ્યા છે. જિહ્વા પર સ્વયં સરસ્વતી આવીને વિરાજી ગઈ છે.

“ધન્ય સરસ્વતી!” એક શ્રોતાએ ડોલતાં ડોલતાં કહ્યું.

“ધન્ય સરસ્વતી!” બીજાએ ટહુકો પૂર્યો.

“હા પ્રભુ, સરસ્વતી, આપની બહેન!” દ્વાર પાસેથી એકાએક આર્તસ્વર આવ્યો. લોહીનીંગળતો એક યુવાન ઉપાશ્રયના દ્વાર પર આવીને પછડાઈ પડ્યો.

“મારી બેન સરસ્વતી? મહાન સાધ્વી સરસ્વતી? અરે, એને અનુલક્ષીને કોણ શું કથવા ચાહે છે?” આર્ય કાલકનો પ્રતાપી સ્વર ગૂંજ્યો.

"જી, હું કંઈ કથવા માગું છું." ઉત્તર આપનારનાં નેત્રો ચારે તરફ ઘૂમતાં હતાં. એનો લોહિયાળ દેહ ધ્રૂજતો હતો. આંખોમાં કાતરતા હતી.

"શું કથવા માગે છે? જલદી કહે?" આર્ય કાલકે ગંભીર સત્તાવાહી અવાજે કહ્યું. એ અવાજમાં અખંડ બ્રહ્મચર્યનો ગગનભેદી ટંકાર હતો. કવિતાની કેકા કરી રહેલ મયૂરના કંઠમાં સિંહનાદ સળવળતો હતો.

શ્રોતાવર્ગમાં કંપારી જન્મી, અકળ ભયના પડછાયા ઊતરતા દેખાયા.

"આચાર્યદેવ, મહાન સાધ્વી સરસ્વતીને–આપનાં ભગિનીને ઉજ્જયિનીના રાજસેવકો ઉપાડી ગયા."

"કેમ, શા માટે, શી રીતે, શા કારણે?" આચાર્ય જાણે કોઈ સૂત્ર–સિદ્ધાન્ત સાધી રહ્યા હોય તેમ બોલ્યા.

"ગુરુદેવ, ન્યાયસૂત્રની આ કોઈ પરિભાષા નથી, કે એનાં કાર્ય–કારણ વિચારી શકાય, છતાં હું આંખે જોનારો છું, એટલે જેટલું જાણું છું, તેટલું કહી દઉં છું. સાંભળો!

"કેમ, એ હું નથી જાણતો. મેં જ તેઓને પ્રશ્ન કર્યો, કે શા માટે એક તપસ્વિની–ત્યાગમૂર્તિને આ રીતે લઈ જાઓ છો. તેઓ કહે, રાજાજીની આજ્ઞા છે.

"શી રીતે લઈ ગયા, એ ન પૂછશો. દેવ, પારધી માળામાંથી મેનાને ઝડપે એમ ઝડપી ગયા.

"શા કારણે એમ બન્યું, એ વિષે તો એટલું જાણું છું, કે રાજાજી કેટલાય દિવસથી વેળા–કવેળા શિકારના

બહાને ત્યાંથી નીકળતા. તપ એજ જેનું ધન છે, એવી આર્યાઓને સુખસાતા પૂછવા થોભતા, એ વેળા સાધ્વી સરસ્વતી સામે એક નજરે નિહાળી રહેતા. ઘણીવાર કહે: અરે, સુંદર ફૂલ તો સૂંઘવા માટે હોય. સૂંઘવામાં જો પાપ હોય તો સુંદર શા માટે થતાં હશે ? ”

“ જુવાન, જલદી તારી વાત પૂરી કર.” આર્ય કાલકની નીતરેલા મેઘ જેવી આંખોમાં ધીરી ધીરી જ્વાલ પેટાતી હતી.

“ મહારાજ, પછીની વાત ટૂંકી જ છે. આતતાયી બનીને આવેલા રાજસેવકોને તેમના કર્તવ્યમાંથી વારવા મેં સામનો કર્યો. મારી પાછળ મોટું ટોળું હતું. મેં તેઓને હાકલ કરી, પણ કોઇએ મને સાથ ન આપ્યો. બધા રાજસેવકો મુઝ એકાકી પર તૂટી પડ્યા. બેભાન ન બન્યો ત્યાં સુધી મને ટીપ્યો. ”

“ ટોળું ? ટોળું ઘેટાનું હોય, એકાકી તો માત્ર સિંહ જ હોય.” આચાર્યે હોઠના એક ખૂણેથી તુચ્છકારનો શબ્દ કર્યો. “ શાબાશ જુવાન, તેં મનુષ્યભવ દીપાવ્યો, તારું કલ્યાણ થાઓ. ” ને તેઓ પરિષદા તરફ ફર્યા : ને બોલ્યા: “ છે કોઈ એવો વીર, જે રાજા પાસેથી એના કૃત્યનો જવાબ લેતો આવે, સાધ્વી સરસ્વતીને હેમખેમ સાથે લેતો આવે, ને પવિત્ર સાધુતાની ઉપર ઉઠેલા રાજસત્તાના અવિચારી હાથ માટે પ્રાયશ્ચિત્તની માગણી કરતો આવે. ”

દોરેલા ચિત્રની જેમ પરિષદા નીચું મોં ઢાળી બેસી રહી.

“ શું તમારો સમાજ મૃતવત બન્યો છે ? તમારો સંઘ હાડકાનો માળો બન્યો છે ? ધિક્ છે તમારી ધર્મીષ્ઠતાને !

શું ધર્મે તમને સમજાવ્યું નથી કે કર્તવ્યને ખાતર દેહ અર્પણ કરવો, એનાથી વિશ્વમાં બીજો મોટો ધર્મ નથી. ધર્મને ખાતર મરવાનું મન ન થાય, તો એ ધર્મ પાળીને પણ શું કરવાનું ? કાયાને સદા તુચ્છ લેખનારા આજ કાયાની માયા કાં દાખવો ? ”

અવાજમાં અસહ્ય વ્યાકુળતા હતી. હૃદયને ભેદી નાખે તેવા ભૂકંપોના આંચકા હતા.

“ જાઉં છું, પ્રભુ ! સંઘના આગેવાન તરીકે મારું કર્તવ્ય અદા કરવા જાઉં છું. છું તો પતંગિયું—પણ આગ બુઝવવાની તમન્નાએ જાઉં છું. કાલાગ્નિ સમા દુ:સહ રાજવીને હેતથી, પ્રીતથી, ભયથી સમજાવીને સાધ્વી સરસ્વતીને લઈને હમણાં પાછો આવું છું, ગુરુદેવ ! ”

સંઘપતિ સહુને નમી પોતાનું કર્તવ્ય બજાવવા ચાલી નીકળ્યો. પણ રાજમહેલના દ્વાર પરથી જ એને ભૂંડે હાલે પાછો વાળ્યો. ગવાક્ષમાં ઊભેલા રાજવીને પેલાએ કરગરીને કહ્યું.

“ પૃથ્વીના ધણી, જે ભૂમિમાં તપસ્વીઓ તપ કરે, એનું છઠ્ઠા ભાગનું પુણ્ય રાજાને મળે. તપ એજ જેનું ધન છે: એવા નિર્દોષ નિર્ગ્રંથોનો ને એનાં વાસસ્થાનોનો રખેવાળ રાજા ગણાય. શું વાડ પોતે ચીભડાં ગળશે ? ”

“ સંઘપતિ, સ્ત્રી અને રત્ન તો ગમે ત્યાંથી લાવી શકાય. એક સૌંદર્યભરી ક્ષત્રિયકન્યા ભિખારીઓના ટોળામાં રઝળતી રહે, એ હું એક વીર ક્ષત્રિય કેમ સહી શકું ? એ તો મારા અંત:પુરની મહારાણી બનશે. ઉજ્જયિનીનો વારસ એના પેટ જન્મશે.”

"રાજાજી, અંતઃપુર શોભાવનારી તો ઘણી છે, પણ નિરર્થક સતી સાધ્વીઓને સંતાપી અંતરની આગને ભભુકાવશો મા! બગડેલી બાજી સુધારી લો!"

"અરે, સૈનિક, ધક્કા મારો એ ડહાપણની પૂંછડીને. બગડેલી બાજી? અરે, બાજી કોની બગડી? ગર્દભી વિદ્યાના ધારકની બાજી બગાડનાર માડીજાયો હજી જન્મ્યો નથી!"

ધૂળભર્યા મોંએ સંઘપતિએ આવીને આચાર્યદેવને બધી વાત કહી: કહ્યું, 'દેવ! જીવતા પાછા ફરવાની ઇચ્છા નહોતી: ઝંપલાવી દેવા ઘણું મન થયું: પણ આપને સંદેશ પહોંચાડવો બાકી હતો, એટલે આવ્યો છું. રાજાની આંખો પર શક્તિનાં પડળ ચઢયાં છે."

"વારુ, સભાજનો: હવે તમારું કર્તવ્ય પૂર્ણ થયું. મારું કર્તવ્ય આવી ઊભું રહ્યું. હું તમારો આચાર્ય. મારે માથે પણ ભારે ઉત્તરદાયિત્વ છે. જાઉં છું, ને જોઉં છું કે એ આર્યરાજામાં આર્યત્વ રહ્યું છે કે નહીં? અતિથિ ને સાધુના સન્માનમાં એ માને છે કે નહીં?"

"ગુરુદેવ! એ અભિમાની રાજા તમારું અપમાન કરશે." સભાએ આડા ફરીને કહ્યું.

"સભાજનો, જેણે મારા ધર્મનું અપમાન કર્યું, એ મારું અપમાન કરે કે ન કરે: બધું બરાબર છે. આજે ઉત્તરદાયિત્વનો સવાલ છે. તમારા એક આચાર્ય તરીકે મારા પર રહેલી જવાબદારી મારે અદા કરવી રહી. ધર્મી પણું જીવી બતાવવાનો વખત આવ્યો છે. આત્મા જો ખોવાયો હોય તો દેહને જલાવી ભસ્મ કરવામાં જ સાર છે."

આચાર્ય ધર્મસિંહાસનેથી ઊતર્યા. હાથમાં દંડ લઈ ને બહાર નીકળ્યા. એમનું મસ્તક આકાશને સ્પર્શતું હોય એમ ઉન્નત લાગ્યું. એમના પગ ધરણીને ધ્રુજાવતા હતા. લોકોના હૈયામાં અનિષ્ટનો ભય પેઠો.

રાજદ્વાર પર પણ તોફાનના પડઘા વાગી ગયા હતા. દ્વાર બંધ કરી દેવામાં આવ્યાં હતાં.

આર્ય કાલક રાજદ્વાર પર જઈ ઊભા રહ્યા. ક્ષત્રિયત્વનો જુસ્સો એમને અપ્રતિસ્પર્ધેય બનાવી રહ્યો હતો.

" ભલા રાજા, પ્રજાના ભલા રખેવાળ, સંત અને સતીઓના પૂજારી, તારાં દ્વાર ખોલ. એવું ન થાય કે મારી ને તારી વચ્ચે ગેરસમજ ઊભી થાય. એમ ન થાય કે તને સદા આશીર્વાદ આપનારી જીભમાંથી શાપની જ્વાલાઓ ઝરે."

પણ કોણ સાંભળે ? અખોલ દ્વાર એમ ને એમ ઊભાં હતાં.

" રાજા, શક્તિનો ગર્વ નકામો છે. ધર્મથી જ ધરા ટકી છે. રાજાનાં રોજનાં અમાપ પાપ ધર્મીઓ જ ધુએ છે. એક વાર બહાર આવ, તારા કૃત્યની ગંભીરતાને પિછાન ! સાધ્વી સ્ત્રીનું સન્માન કર. આવ, હું તને ક્ષમા કરીશ. ક્ષમા કરવાનો મારો ધર્મ છે. "

" ક્ષમા ? " દીવાલ પાછળથી કોઈનો અવાજ ગૂંજ્યો. " અલ્યા, ક્ષમા માગવા પેલા રાજાને મોકલો. "

અને થોડીવારમાં મોટા કિચૂડાટ સાથે તોતીંગ દ્વાર ખુલ્યું. ખૂલતાંની સાથે એમાંથી ' રાજા ' નામનો ગજશાળાનો

ગાંડો હાથી બહાર ધસી આવ્યો. એની પ્રલયંકારી સૂંઢ એ ચારે તરફ ઘુમાવતો આવતો હતો.

આર્ય કાલકે જોયું કે પોતાનો ઉપદેશ નિરર્થક ગયો છે. બલ્કે રાજા ગર્દભિલ્લે એની હાંસી ઉડાવી છે. એમના સ્વસ્થ દેહમાં જાણે તોફાની ઝંઝાવાત જાગ્યા. એક હાથમાં રહેલું કરપાત્ર નીચે પડી ગયું. શિથિલતાપૂર્વક ગ્રહેલો દંડ, મજબૂતાઈથી પકડાઈ ગયો. કરુણાભાવમાં રમતાં નયનો લાલ અંગાર જગાવવા લાગ્યાં. એક આછી ઝણઝણાટી ને જાણે વૈરાગ્યમૂર્તિ, વિદ્વતાના અવતાર આર્યકાલક જ નહીં. એમની એક એક રોમરાજિ ખડી થઈ ગઈ હતી. ઓષ્ઠ ધનુષ્યની જેમ ખેંચાઈ ગયા હતા.

અરે, ક્ષણ બે ક્ષણમાં આ ગાંડો હાથી આચાર્યદેવને ચગદી નાખશે. ઝરુખામાં રાજાજી પોતે આવીને ખડા હતા. ઉજ્જયિનીમાં એકે માઈનો લાલ નહોતો રહ્યો કે એક ડગલું આગળ આવીને પોકાર કરે. જીવનની ક્ષણભંગુરતાની રોજ વાતો કરનારા, આજ જીવિતને જાળવી રાખવા – શરમભરી રીતે જાળવી રાખવા માગતા હતા.

વનનો રાજા આ સાધુરાજથી થોડે જ દૂર હતો. અચાનક આચાર્યદેવનું ગળું ફૂલ્યું. એમાંથી ભયંકર અવાજ સંભળાયો. અઘોર વનમાં કોઈ કેસરી જાણે ઘુઘવાટા નાખી રહ્યો હતો.

સિંહનાદ ! અરે, ગર્ભિણીના ગર્ભ વછૂટી જાય, એવી એ ત્રાડ. કાચા પોચાની છાતી બેસી જાય. નાહશાસના

જાણકારો કહેતા કે વર્ષોની સાધના પછી પણ આટલો વેગ જન્મતો નથી.

ઉન્મત્ત હાથી આ નાદ સાંભળતાની સાથે શાન્ત થઈ ગયો. એણે સૂંઢ મોંમાં ઘાલી દીધી: ને પાછે પગે હઠવા લાગ્યો. માવતના અંકુશ નિરર્થક ગયા.

"રાજા, તું રાજા નહીં, કુરાજા છે. આ ગામ નહીં કુગામ છે. જ્યાં સતીનું શિયળ સલામત નહીં, સંતની સાધુતાનું સન્માન નહીં, ગો, અતિથિ ને દેવનું માન નહીં, ત્યાં રહેવું પણ પાપ છે. રાજા, તારા ધર્મનું રક્ષણ કરવાનું કર્તવ્ય આજ મારે શિરે આવ્યું છે. હું જો ધર્મની રક્ષા નહીં કરું તો ધર્મ મારી રક્ષા શી રીતે કરશે. અને આ નિર્બળ પ્રજાને શું કહું ? દેવમંદિરના દ્વાર ઘસી નાખનાર, સંતચરણને સદા સેવનારાઓને શું સમજાવું ? રાજાના પ્રત્યેક દુષ્કૃત્યમાં પ્રજાનો ભાગ છે."

ઊંચા ગવાક્ષમાંથી અટ્ટહાસ્ય સંભળાયું.

"તારો બનેવી બનવાનો છું, ઓ માંગણ ! સરસ્વતી–સૌંદર્યભરી તારી ભગિની આજની રાતે મારી શય્યાભાગિની બનશે."

ફરી અટ્ટહાસ્ય ગૂંજ્યું. નિષ્ઠુર સેવકો રાજાજીને ખુશ કરવા હસ્યા.

"શિયાળ સિંહણની વાંછા કરે છે ! રાજા, કાન ખોલીને સાંભળી લે. આજે માગણ બનીને આવ્યો હતો, તારા દ્વાર પર. તેં ઇચ્છયું હોત તો બગડેલી બાજી સુધરી જાત. તારો ભ્રમ રહેત, મારી આબરૂ રહેત. પણ તારી આંખ પર

સત્તાનાં, સમૃદ્ધિનાં, વૈભવનાં પડળ ચઢયાં છે. તારા સેવકો, મંત્રીઓ, પુરોહિતો તારા સલાહકાર નહીં, તારી સ્વેચ્છા પર પૂંછડી હલાવનાર શ્વાન બન્યા છે, ને પ્રાણવાન પ્રજા જાણે મરી ગઈ છે, ને મરેલાં મડદાંનું આ નગર પેખી રહ્યો છું. તું શું મને કાઢીશ? મારે હાથે જ આ નગરનો ત્યાગ કરી જાઉં છું. એક દહાડો રાહ જોજે! હું જરૂર આવીશ, ધરતીના ભાર ઉતારવા, સાધુતાનાં સન્માન કરાવવા."

જવાબમાં ફરીથી એવું જ નિર્લજ્જ હાસ્ય સંભળાયું.

આથમતા સૂર્યની સાથે સાધુરાજ નગર તજીને ભૂખ્યા ને તરસ્યા ચાલી નીકળ્યા. પેલો ડરેલો તોફાની હાથી હજી મોંમાં સૂંઢ ઘાલીને શાન્ત થઈને ઊભો હતો. ન જાણે એની ઉન્મત્તતા ક્યાંય સરી ગઈ હતી!

એ દહાડે આખી નગરી ન ઊંઘી. સાધુતાના શાપ જાણે સહુની છાતીએ ચઢી, દુઃસ્વપ્નોની પરંપરા ઊભી કરતા હતા.

એ ભૂલવા માટે, નિર્માલ્યતાના ડંખ વિસારવા માટે પ્રજા પૂજા–ઉત્સવો વધુ ને વધુ કરી રહી હતી. રોજ મોટે રાગે દેવને રિઝવવા ન જાણે શું નું શું ગાતી હતી. ભક્તિની ઠાઠ વધી ગયો હતો, ને ભક્તોની એટલી છત થઈ હતી કે નવાં દેવાલયો ચણાતાં હતાં. કેટલાય નવા દેવોની પ્રાણપ્રતિષ્ઠા થતી હતી.

પણ જાણે કોઈ કહેતું: "પથ્થરોમાં તો પ્રાણની પ્રતિષ્ઠા કરો છો: પણ આ તમારા મડદામાં ક્યારે પ્રાણ પૂરશો? એ વિના તો બધું નિરર્થક છે."

[ ૨ ]

એક અસવાર, ખભે ધનુષ્ય ભેરવી, થાકેલા ઘોડાને વધુ ને વધુ હાંકતો, આર્યદેશના ગામડે ગામડે, નગરે નગર, પુરપાટણમાં ફરતો હતો. કુતૂહલથી એકત્ર થયેલાં ટોળાંને ઉદ્દેશીને ઉચ્ચ સ્વરે એ કહેતો:

"યદિ ગર્દભિલ્લ જેવો રાજા હોય, પણ કુરાજા હોય તો તેથી શું? અરે, રમ્ય એવું અંતઃપુર હોય, પણ જ્યાં સતી-સાધ્વીઓનાં શિયળ લૂંટાતાં હોય તો તેવાં અંતઃપુરથી શું? ધર્મને તો રક્ષી શકતો ન હોઉં, ને ભિક્ષા માગતો ફરતો હોઉં તેથી શું? દૈવતની પ્રતિષ્ઠા ન હોય એવા શૂન્ય દેવલમાં દેવ વસતો હોય તેથી પણ શું?"

માનવમેદની આ વિચિત્ર વાતને ન સમજતી. પેલો અસવાર ઘોડેથી ઊતરી, ટોળા વચ્ચે ઊભો રહી પોતાની બધી વીતકવાર્તા કહેતો, ને પછી ઉમેરતો:

"તમે કોઈ તૈયાર નહીં થાઓ? આજ તો અધર્મનો જય થયો છે. હવે જો ધર્મનો વિજય નહીં સાધીએ તો રાજાઓ નિરંકુશ બનશે. કોઈના ઘરમાં કોઈની રૂપવતી બહેનબેટી સલામત નહીં રહે. સાધુ-સંન્યાસીઓ સુરક્ષિત નહીં રહે. પૃથ્વી પર આતતાયીઓનું રાજ જામશે."

"હે અસવાર, વાત તારી સાચી છે: પણ વીરત્વના ભંડારસમા ગર્દભિલ્લ મહારાજ સામે કોણ બાકરી બાંધે? વાઘની બોડમાં માણસ કદાચ હિંમત કરીને પેસે, પણ વાઘના મોંમાં કોણ પ્રવેશે?"

આટલો જવાબ મળતાં અસવાર ગાંડાની જેમ ઘોડા પર કૂદી પડતો ને દોડી જતો. કોઈ દયાથી, કોઈ હાસ્યથી, કોઈ રોષથી એને નીરખી રહેતા.

વળી કોઇ દેશ–પ્રાન્તમાં જઇને એ ઊભો રહેતો. મુદ્રા તો એવી હતી, કે ધાર્યું માન–સન્માન પામતો: પણ જ્યાં વાત છેડતો કે યજમાન છેડાઇ પડતો: એ કહેતો,

“ બળિયાના બે ભાગ. એક પહાડ સામે કીડી જેવા તમે ક્યાં સુધી ઝૂઝશો. ભૂલી જાઓ, ભાઈ! આ તરુણાવસ્થા, આ તપ, આ બુદ્ધિ, આ જ્ઞાન એળે ન કાઢો. જ્ઞાની છો, યાદૃશી ભવિતવ્યતા, એટલું સમજી મન કાં ન વાળો ? ”

“ ભવિતવ્યતાની વાત ન કરશો. તમારા શરીરને રોગ લાગુ પડે ત્યારે વૈદને ત્યાં કેમ દોડો છો ? ધન ખૂટે તો પરદેશ વેપારે શા માટે જાઓ છો ? ત્યાં પુરુષાર્થની જરૂર ને અહીં નહીં ? આપવાનાં ને લેવાનાં ત્રાજવા જુદાં, રે બકાલ ! ”

અપમાન પામીને અસવાર વિદાય થતો. એ વિચારતો: ‘અરરે, શું આ ધરા પરથી ધર્મ ચાલ્યો ગયો છે. સત્યની પૂજા બંધ થઇ છે. સગવડિયા દેવનાં સર્વત્ર સન્માન છે ? શું આ દેશમાંથી કોઈ મને મદદ નહીં કરે ! ધર્મવિજય માટે કોઈ કટિબદ્ધ નહીં થાય ? ”

એક પ્રાન્તમાં સ્વયંવર રચાણો હતો : દેશ દેશના રાજાઓ, પોતાના મહાજ્ઞાની પુરોહિતોને સાથે લઈને આવ્યા હતા. આ ગાંડો અસવાર ત્યાં જઈ પહોંચ્યો, જઈને પૂછ્યું:

“ સત્ય મોટું કે સ્વદેશ ? ”

રાજાઓ એકી અવાજે બોલી ઊઠ્યા: "સ્વદેશ. અરે, દેશને ખાતર, રાજાને ખાતર યુદ્ધમાં ખપી જનાર માટે શાસ્ત્રમાં સ્વર્ગ કહ્યું છે."

"સુંદર રચના કરાવી છે, રાજન ! સત્ય જેનો પ્રાણ છે, એવા સ્વદેશમાંથી જો સત્ય ચાલ્યું જાય તો મડદાને કેટલી વાર ઘરમાં રાખવું ? પુરોહિતો, હું તમને પૂછું છું કે "ધર્મ મોટો કે રાજા ?"

પુરોહિતો ઘડીભર વિચારી રહ્યા, ઘડીભર રાજા સામે તાકી રહ્યા: કંઈ જવાબ ન દઈ શક્યા.

"અરે, એ રાજાઓના મોં સામે શું જુઓ છો ? ત્યાં તો દક્ષિણા ને ઇનામ હશે, ધર્મ નથી. અરે, એ કાળ ભૂલી ગયા કે સંતો રાજ ચલાવતા ને રાજાઓ સંતોની તાબેદારી ઉઠાવતા ? રામનું રાજ રામ ચલાવતા, એ કરતાં વશિષ્ઠ વધુ ચલાવતા. લડાઈ જીતવાનું કામ ક્ષત્રિયનું, જીતેલા દેશ પર રાજ ચલાવવાનું કામ ઋષિઓનું. રાજા તો માત્ર તાબેદાર. આજ ચોકીદાર તમારો સ્વામી થઈ બેઠો. શું કોઈ નહીં જાગો ?"

"હાંકી કાઢો એ બકવાસીને ! એક રૂપાળી સ્ત્રીને રાજા અંતઃપુરમાં સંઘરે તો તેમાં એવું કયું ભારે અનિષ્ટ થયું ? લોક કહેવત પણ છે, કે રાજાને ગમી તે રાણી, પછી ભલે છાણાં વીણતી આણી. એ તો ચાલતું આવ્યું છે."

"અરેરે, કોઈ ઝંઝાવાત નહીં બનો ! મારે ઝંઝાવાત લાવવો છે. અસત્યનો નાશ ને સત્યની પ્રતિષ્ઠા કરવી છે."

" અરેરે, કોઈ નહીં જાગો ? વૈભવ આટલો વિકરાળ હશે, એની ખબર નહોતી. જીવન આટલું વહાલું હશે, એની ભાળ નહોતી. માટીની માયા આટલી નિષ્ઠુર હશે ? શેતાનની સામે જાણે સહુ ગરદન નમાવવા ઈચ્છે છે: ગરદન કપાવવા નહીં. અરે મુઝ સાધુને શું અસાધુ થવું પડશે ? આ આંખોમાં અંગાર, આ હાથમાં સંહાર, આ મસ્તકમાં હુંકાર જગાવવા પડશે? સંસાર આખો નિર્માલ્ય બન્યો છે, એ વેળા સામર્થ્યની ઉપાસના શું મારે જ આદરવી પડશે ? રે વીતરાગ પ્રભુ ! ઈચ્છા તો હતી નવાં શાસ્ત્રો રચવાની, પણ સંગ્રામ રચવાનું નસીબે આવ્યું.

" સરસ્વતીની–નિર્દોષ પારેવીની ચીસો મારા શ્રવણપટ પર અથડાયા કરે છે. અરે, હજાર જાલીમો એકઠા થઈ એ બિચારીને પીંખી નાખશે. ઊંઘ, આહાર ને આરામ અપ્રિય થઇ પડયાં છે."

આર્ય કાલક ફરી ફરી સહુને વિનવતા :

"તમે કોઈ સત્યના સાથી નહીં બનો ?"

"ના, જા મર. પહાડ સાથે માથું ફૂટી લે."

"વારુ ભાઈઓ, આખરે મારે હાથે જ આ કામ કરાવશો ? પણ વિદ્વેષ ને વેરનો વડવાનળ જગાવતાં ડરુ છું. એ વડવાનળ એવો છે, કે એની પરંપરા તમારાં બાળકોને વર્ષો સુધી વેઠવી પડશે. પણ શું કરું ? મોટા મોટા મુનિઓ પણ દેવ, ગુરુ ને સંઘના કાર્ય માટે પુલાક લબ્ધિના બળથી ચક્રવર્તીઓની સેનાને ચૂર્ણ કરી નાખે છે. તેઓનો જ વારસ હું આજ દેવ, ગુરુ ને સંઘ - ત્રણની રક્ષા ન કરું તો પારાંચિત પાપનો ભાગી બનું.

"તો હવે સાંભળી લો. અન્યાય ને અધર્મના કિચડમાં ડૂબેલા દુષ્ટ રાજા ગર્દભિલ્લનો પુત્ર, બાંધવ ને પશુ સાથે ઉચ્છેદ ન કરું તો ધર્મહેલના, બ્રહ્મહત્યા ને બાળહત્યાનું પાપ મારે શિર હજો ચેતતા રહેજો. સંહાર આવે છે. ભયંકર ઝંઝાવાત થોડા વખતમાં તમને ઘેરી વળશે. આજ તો આ મુલાકાત છેલ્લી છે."

અસવાર દોડ્યો. એના ટાયડા ઘોડા પર કૂદ્યો ને નાઠ્યો. પાછળ રાજસેવકો પકડવા છૂટ્યા: પણ અરે, શું એની અશ્વવિદ્યા! ટાયડા ઘોડાને પણ એવો દોડાવ્યો કે રાજાની પાયગાના અબલખ ઘોડા ટાયડા જેવા લાગ્યા.

[ ૩ ]

દિવસો વીતી ગયા આ વાત પર. ઝંઝાવાત લાવવા દેશ છોડી ગયેલા અસવારના કોઇ ખબરઅંતર નહોતા. કોઇએ એને સિંધુ પાર કરતાં નીરખેલો, પછી તો ન કંઇ ભાળ, ન કંઇ પત્તો! લોક કહેતું : બળિયા સાથે બાથ ભીડી શકાય? બાજ સામે ચકલીનો શો ગર્વ? વળી ધર્મ, ન્યાય, નીતિ એ તો બધી કહેવાની વાતો: બાકી દુનિયા એમ જ ચાલે. દુનિયામાં કોણ નવરું છે, કે પારકી બલા પોતાના શિર પર લે!

આ વાત કરનારાઓએ એક દહાડો અરબ સાગર પરથી આવતી છન્નુ હોડીઓ નીરખી. સાગરની રાણીઓ હોય એવા દમામથી એ આવતી હતી. આવીને સૌરાષ્ટ્રના સુંદર કિનારે સહુ લાંગરી. સહુથી પહેલો પગ એક ઊંચી પડછંદ વ્યક્તિએ મૂક્યો. આકાશમાંથી જાણે દેવ ઊતર્યો. એના ખભા

પર ઊભું ધનુષ્ય હતું. કમર પર ખડગ હતું. મસ્તક પર મોટો લોહ–ટોપ હતો. એનો શબ્દ સત્તાવાહી હતો.

એની પાછળ ૯૬ શસ્ત્રધારી ઊતર્યા:

"શકરાજ, આ હરીભરી સૌરાષ્ટ્રની ધરતી. અમારા શ્રી કૃષ્ણ ને નેમનાથની આ ભૂમિ. જાઓ, જ્યાં પસંદ પડે ત્યાં પડાવ નાખો. ભૂમિ, પશુ ને કૃષિ જમાવી ગામ–નગર જમાવો. જમાવીને તૈયારી કરો. પછી માળવાના ધણી બનાવું. શ્રદ્ધા હશે ને શૌર્ય હશે; તો આ ધર્મથી જીર્ણ પ્રજાને જીતતાં વાર નહીં લાગે. કાયાની માયાવાળા અભાગિયા તમારી સામે શું લડશે? વસુંધરા વીરને વરે છે. ધર્મ પણ નિર્ભયને શોધે છે."

એકાદ વર્ષાઋતુ સારી વરસી ગઈ, કે છન્નુ યોદ્ધાઓ પોતાના સૈન્ય સાથે તૈયાર થઈ ગયા. નવા રાજવિજયનો હર્ષ હૈયે માતો નહોતો. ઉજ્જૈની થોડી દૂર રહી ત્યાં અચાનક નિરાશાના ખબર આવ્યા. તપાસ કરવા ગયેલો રાજદૂત કહેતો હતો:

"રાજાને ખબર પડી ગઈ છે. એણે ગર્દભી વિદ્યાની સાધના શરૂ કરી છે. ત્રીજે દિવસે એ પૂરી થશે: પછી કોટ પર એક મંત્રસિદ્ધ ગધેડાને ઊભો કરશે. એના અવાજમાં એવી પ્રચંડ શક્તિ ગૂંજશે કે એ ભૂંકશે ને આપણા હાથમાંથી તીર–તલવાર સરી જશે, આપણા ઘોડા પાછા ફરી જશે."

સિંધુ પાર કરીને આવેલા છન્નુ જોદ્ધાઓ વિચારમાં પડી ગયા. એ વેળા પેલા નાયકે કહ્યું:

"શકરાજ, ચિંતા ન કરશો. વિજયના માર્ગેથી ચ્યુત નહીં થાઉં. મેં તો મરીને પણ માળવો લેવા ચાહ્યો છે, પણ તમને સહુને સુરક્ષિત રાખવા માગું છું. કેવલ દોઢસો મરજીવા મને આપો. બધાય ધનુર્ધર જોઈએ. હું એની વિદ્યા નષ્ટ કરવા યત્ન કરીશ, જો મારો યત્ન સફળ થાય તો તરત પાછળ ચઢી આવજો, નિષ્ફળ જાય તો છો ત્યાંથી પાછા ફરજો ને લહેર કરજો."

સુંદર યોજના મળી ગઈ. દોઢસો મરજીવાને લઈને મહા નાયક આગળ વધ્યા. દિશાઓ ચૂપ હતી. વાટ સૂની હતી. હવા ભારે હતી. છાતી પરથી સાપ ચાલ્યો જાય એમ આખો પ્રદેશ વીંધીને સહુ ચાલ્યાં ગયાં. અધર્મની આંધિ એવી વ્યાપી હતી, નિષ્કર્મણ્યતાની નીંદ એવી ઘેરાઈ હતી કે શત્રુ ઉજ્જૈનીના દ્વાર પર આવીને ઊભો, પણ કોઈ ખાળવા સામે ન આવ્યું.

લોક એટલી વાત કરતું: "અરે, આ સેનાપતિના પોશાકમાં આર્ય કાલકજ લાગે છે, એ જ ચહેરો ને મહોરો!"

ઉજ્જૈનીના કાંગરા દેખાયા ત્યારે રાત પડતી હતી. આખા ગઢ પરથી દીવા હોલવી નંખાયા હતા. એક ઊંચા કાંગરા પર ઝાંખો દીવો બળતો હતો. એક પશુ જેવું કંઈ પાસે ઊભેલું દેખાતું હતું. ધૂપની સુગંધ દિશાઓને ભરી દેતી હતી.

મહાસેનાપતિ, જે ખરેખર આર્ય કાલક હતા: એ આગળ આવ્યા ને બોલ્યા: "બહાદુર સાથીદારો, રાજા ગર્દભી વિદ્યા સાધી રહ્યો છે. સિદ્ધિની છેલ્લી ક્ષણો ચાલે છે. અંધારામાં ઊભેલો પેલો ગર્દભ કંઈ પણ બોલવા મોં ખોલે

કે તરત બાણુની વર્ષાથી એનું મોં શીવી લેવાનું છે. જો નિશાન ચૂકયા ને એ બોલી ગયો તો આપણો સર્વનાશ થશે."

"સેનાપતિજી, મોં સ્પષ્ટ દેખાતું નથી. નિશાન લેવું મુશ્કેલ છે."

"હું શબ્દવેધ જાણું છું. ચિંતા ન કરશો, એ શબ્દ કાઢશે કે મારું બાણ ત્યાં જઈ પહોંચશે. છતાં કદાચ નિશાન ચૂકી જવાય; તો તમે મારી દિશામાં જ બાણ વરસાવી દેજો."

આર્ય કાલક એ દિશામાં ધનુષ્યની પણછ કાન સુધી ખેંચીને ઊભા. એમનાં ચક્ષુ તીરના લક્ષબિંદુ પર એકાગ્ર બની ગયાં હતાં: દેહ કાષ્ઠવત સ્થિર થઇ ગયો હતો.

કોટના કાંગરા પર અચાનક શબ્દતિંખારો થયો, ને આર્ય કાલકનું તીર અંધારામાં ઘૂઘવાટ કરતું ચાલ્યું ગયું. એ પાછળ બીજાં દોઢ સો તીર છૂટ્યાં.

જે પ્રતિઘોષથી નગર ગૂંજી ઊઠવાની આગાહી હતી, ને પ્રજાજનોએ જેનાથી બચવા સમી સાંજથી કાનમાં પૂમડાં ભેરવ્યાં હતાં: તેમાંનું કશું ન બન્યું. ઊલટું ભયંકર રણહાક-થી નગરની શાન્તિ ભેદાઈ ગઈ. કોઈ ઉચ્ચ સ્વરે કહેતું હતું:

"બહાદુરો, આગળ વધો. ફતેહ તમારી છે."

રણશીંગાનો નાદ વાતાવરણને ભેદી રહ્યો, બધા વીરો ઠેકતા-કૂદતા કિલ્લા પાસે આવી ગયા. વીરોમાં જેની ખ્યાતિ હતી એ વીર રાજા ગર્દભિલ્લે પણ નગારે ઘાવ દીધો. હાથીઓને દરવાજા આડા ભિડાવ્યા, ઘોડેસવારોને ખુલ્લી ખડગે જરા પણ દયા-માયા વગર કત્લેઆમની આજ્ઞાઓ આપી.

માત્ર એક સો એકાવન-મુઠ્ઠીભર શત્રુલડવૈયાઓને સામે નીરખી ઉજ્જૈનીના સૈનિકો જોશ પર આવ્યા. તેઓએ દર-

વાજા ઉઘાડી નાખ્યા, ને એ બધાને ચગદી નાખવા હાથી-ઓને છૂટા મૂકી દીધા. દોઢસો દેહનો હમણાં રોટલો થઇ ગયો સમજો.

અચાનક સિંહનાદ સંભળાયો. દિશાઓ ગૂંજી ઊઠી.

ધસતા હાથી થીજી ગયા. બીજી ક્ષણે સૂંઢ મોંમાં નાખી પોતાના જ સૈન્યનો કચ્ચરઘાણ વાળતા પાછા ફર્યા ! કોઇના રોક્યા ન રોકાયા. ગજશાળાના ખૂણે જઈને લપાયા ત્યારે તેમને શાંતિ વળી.

"અરે સિંહનાદ ! નક્કી આર્ય કાલક !" કોઈએ બૂમ મારી.

"અરે, આપણું પાપ પોગ્યું." અડધા સૈનિકોએ શસ્ત્ર નાખી દીધાં.

દૂર દૂરથી તાજું શક સૈન્ય ઝંઝાવાતને વેગે ધસી આવતું દેખાયું. છન્નુ શક રાજાઓ ચઢી સવારીએ આવતા હતા. એમણે ઉજ્જેની ઘેરી લીધું. નિરાશામાં હતાશા ભળી. રાજા ગર્દભિલ્લ નાસી છૂટવાની તક શોધવા લાગ્યો. પણ એ નાસી છૂટે તે પહેલાં પૃથ્વી પરથી વાંદરો છલંગ મારે એમ આર્ય કાલકે છલંગ મારી: એક જ ઝપાટે માથાના વાળથી પકડીને રાજાને નીચે નાખ્યો.

સર્વત્ર હાહાકાર વર્તી ગયો.

રાજાને કેશથી પકડીને નગરમાં ઘસડ્યો. જાતજોતામાં શકસૈન્યે વંટોળિયાના વેગે ધસી આવીને આખી નગરી પર કબજો કરી લીધો. નવાં નિશાન ફરકવા લાગ્યાં ને નવી નોબતો ગડગડવા લાગી. નવો રાજા આવ્યો. પ્રજા પણ નવી બની ગઈ.

આર્ય કાલક રાજપ્રાસાદના દ્વાર પર આવી પહોંચ્યા. યમરાજના હાથમાં જીવ તરફડે એમ એમના હાથમાં રાજા તરફડતો હતો.

એવામાં સામેથી સરસ્વતી દોડતી આવતી દેખાઈ. કંગાળ, કદરૂપી, શ્રીહીન સરસ્વતી ! દુષ્કાળમાંથી કોઈ શબ જાગ્યું હોય એવી સરસ્વતી ! પોતાની દુ:ખી બહેનને જોતાં આર્ય કાલકનો ક્રોધ દ્વિગુણ થઈ ગયો. એમણે પાતકી રાજાને ઊંચકી પૃથ્વી પર પટકવા હાથ ઊંચો કર્યો કે સરસ્વતીએ બૂમ મારી:

" બંધુ, એને ક્ષમા કરો. "

" શા માટે ? "

" પાપનો મનસૂબો ઘડીને પણ એ પાપ આચરી શક્યો નથી. પાપીને પશ્ચાત્તાપ માટે જીવવા દો. "

" સરસ્વતી, તું ખરેખર સરસ્વતી છે. જાઓ, આ પાપીને રાજપદને અયોગ્ય બનાવી વન-જંગલોમાં છોડી મૂકો. જીવવા દો. જીવતર એને વહાલું છે. " આર્ય કાલકનો કોપ શાન્ત બનતો ચાલ્યો. એમને જાણે ધનુષ્ય–બાણ પોતાને ખભે હોય એની શરમ આવી ! પોતાના વેષની શરમ આવી. ભાઇ–બેન એકબીજાંની સામે નીરખી રહ્યાં. એમાં યુગોના ઇતિહાસ હતા.

છન્નુ શક રાજાઓ આ વિજયના નિમિત્તભૂત આર્ય કાલકને તેડવા આવ્યા.

" પ્રભુ, પધારો ! સિંહાસન શોભાવો. "

" શકરાજ, મારું કામ ખત્મ થયું. મારે માથે જે ઉત્તરદાયિત્વ હતું, તે મેં અદા કર્યું. જે બોધપાઠ મારે આપવો હતો, એ મેં આપી દીધો. સીતા પાછળ લંકા

રોળાણી, એ સત્યયુગની વાત. કલિયુગમાં પણ એક સરસ્વતી પાછળ લંકા જેવી ઉજ્જેની રોળાણી, એ બોધપાઠ કોઈ ન ભૂલે. રાજદ્વારમાં મુજ માંગણનો પ્રવેશ ન હોય. અધર્મનો ઉચ્છેદ ને ધર્મની સ્થાપના કરવી હતી. સંસારને બતાવવું હતું કે ધર્મે જય ને પાપે ક્ષય એ વાત ખોટી નથી! જાઓ, રાજપાટ કરો! ધર્મથી ચાલશો તો ગાદી અમર તપશે, અધર્મથી ચાલશો તો ઉખડી જશો. કુદરતનો કાનૂન કોઈની શરમ નહીં રાખે. હવે આ ઘરડો સાપ કાંચળી ઉતારે છે."

આર્ય કાલકે સૈનિકની વેષભૂષા ઉતારી નાખી. માત્ર ઉત્તરીય ઓઢીને ઊભા. થોડીવારે સરસ્વતીને ઉદ્દેશીને કહ્યું.

"બહેન ચાલ! રાજાને પ્રાયશ્ચિત્ત કરાવનારને પોતાને પણ પ્રાયશ્ચિત્ત કરવાનું છે. વેર ને ધિક્કારની સામે મેં પણ વેર ને ધિક્કારની જ્વાલા પેટાવી. વિષથી વિષને હણવું પડ્યું—અનિચ્છાએ. મરેલા મડદા જેવી પ્રજા ને રાજા હતાં, આજ એમાં પરદેશી તત્ત્વ ઉમેરીને પણ જીવન ફૂંક્યું છે. આ ભસ્મ સરજી છે, પણ એમાંથી જ હવે નવસર્જન થશે. સતી, સાધુ ને ધર્મની સંસારમાં નવપ્રતિષ્ઠા કરી છે. તમ સહુનું કલ્યાણ વાંચ્છુ છું."

ભરી ઉજ્જયિનીમાંથી, વિજયના ગગનભેદી પોકારો વચ્ચે: મણિમુક્તાના વરસાદ વચ્ચેથી આર્ય કાલક ને આર્યા સરસ્વતી નિષ્કંચન, એકલાં ચાલી નીકળ્યાં.

મૂર્તિમંત ધર્મ સદેહે ચાલ્યો જતો હોય એમ સહુએ અનુભવ્યું. દિશાઓમાંથી જાણે પડઘા આવતા હતા!

"વાહ સાધુ, તારુ ઉત્તરદાયિત્વ! વાહ ગુરુ, તારી જવાબદારી!"



# શિષ્યમોહ

[ વાર્તા બીજી ]

**અઘોર** ઘોર જંગલ છે. ઊંચા ઊંચા પહાડો પોતાના બાહુ પ્રસારી કોટ રચી રહ્યા છે. વૃક્ષ પોતાની ડાળીઓ ગૂંથી ગૂંથીને એ પ્રદેશને સૂર્ય કે ચંદ્રથી અસ્પૃશ્ય બનાવી રહ્યાં છે. નાનાં નાનાં ઝરણાં ગિરિવનોને ગજવતાં ચાલ્યાં જાય છે.

બળબળતા બપોરે પણ અત્યંત શાંતિ અને શીતળતા વ્યાપેલાં છે. ઠંડો પવન ત્યાંની ગુફાઓમાં સંગીત કરતો વાય છે. ઘેઘૂર વૃક્ષોની ઘટાઓની નીચે ઝોળીઓ ભેરવેલી છે. કામ કરતી ભીલડીઓ પોતાના બાળારાજા માટે હાલરડાં ગાય છે.

સૃષ્ટિની આદિ અવસ્થાને ઓપતો આ પ્રદેશ છે. અહીં સૃષ્ટિના આદિવાસી સમા કિરાત, વ્યાધ, શંબરને ભીલ વસે છે.

આ પ્રદેશમાં, ઠંડી હવામાં ઝાડ–પાન પર કાળા નાગ ઝુમે છે. ઊંડી ગુફાઓમાં વાઘનાં નસકોરાં ગાજે છે. જળઘાટ પર મગર મોં ફાડીને કોઈની રાહમાં બેઠા છે. ગણીગાંઠી ગાયો આ પ્રદેશમાં દેખાય છે. ઘેટાં–બકરાં અહીં લાંબું જીવતાં નથી.

જીવે છે કેવળ ભીલનાં બાળ, વ્યાધનાં સંતાન, શંબરનાં છોકરાં. પાણીના મગર એમનાથી દૂર ભાગે છે. વાઘભાઈના તો એ કાન આંબળે છે. કાળા નાગને સિફતથી પકડી કાળા કેશમાં ગૂંથે છે. કોઈ પુરજન અહીં પ્રવેશતો નથી. કોઈ પ્રવાસી અહીં આવતો નથી. સૂરજ અને ચંદ્ર પણ અહીં ઓછા પ્રવેશ પામે છે. અહીંની રાત મૃત્યુના જેવી ભીષણ છે, દિવસ ચૂડેલના વાંસા જેવો છે.

આ પ્રદેશ વઢિયારના અંધાર ખૂણાને નામે ઓળખાય છે. અહીંના વાસીઓની જિંદગી પણ અજબ છે. પાંચ વર્ષ સુધી બાળક માનો રહે છે. પાંચથી બાપની આંગળીએ વળગે છે, આઠ વર્ષે તીર, કૃપાણ અને કટારી શિખે છે ને બાર વર્ષે એકલમલ્લ બની વગડા વીંધે છે. વગડાના કોઈ ખૂણે ધીંગાણામાં એ વધેરાઈ જાય છે. ઘરને ખૂણે અહીં ભાગ્યે જ કોઈ મરે છે. એવું મૃત્યુ અહીં ભાગ્યે જ કોઈને મળે છે. એવું મૃત્યુ અહીં શરમજનક લેખાય છે.

ગઈ કાલે જ અહીં પાસે યુદ્ધ ખેલાયું છે. કલ્યાણના રાજાએ પંચાસરના રાજા જયશિખરીને માર્યો છે ભૂંડે હાલે, મસ્તક પડ્યું ને ધડ લડ્યું છે અહીં. એનો અડધે રસ્તે રહેલો સેનાપતિ આ જંગલમાં જ રહ્યો છે. સગર્ભા રાણી અહીં જ સંતાનજન્મ માટે આવી છે.

ડાળે ડાળે દુશ્મનના જાસૂસ ફરે છે, પાંદડે પાંદડે વફાદાર ભીલો ચોકી કરે છે.

આ દુર્ગમ જંગલોને માર્ગની કેડી નથી. એકવાર પ્રવેશેલો એ જ જન્મમાં જાણકારની મદદ સિવાય ભાગ્યે જ

બહાર નીકળી શકે. રાજા કિલ્લા જીતી શકે, અમારા કુબા ન જીતી શકે, એવું અભિમાન ધરાવનાર આ લોકો છે.

૨

આવી અંધારી સૃષ્ટિમાં પણ આજે ભારે ઉકળાટ છે. પવન પડી ગયો છે. વૃક્ષનું એક પણ પાંદડું હાલતું નથી. ગુફામાં પણ પોતાનો શ્વાસ પોતાને ગરમ લાહ્ય જેવો લાગે છે. જુવાનો જળાશય તરફ ગયા છે. સ્ત્રીઓ વૃક્ષની ઊંચી ઊંચી ડાળે ઝોળી ભેરવી બાળકોને આસાયેશ પહોંચાડી રહી છે.

અચાનક ઊંચી ઊંચી ઝાડની ડાળોમાંથી ઘુવડ બોલ્યું; સામેથી રોતાં શિયાળની લાળી સંભળાણી.

ઝાડ પર ચોકી કરવા બેઠેલા બે ચાડિયા સાંકેતિક પશુભાષામાં વાત કરી રહ્યા હતા.

ઘુવડ કહેતું હતું, " કોઈ જોગી જતિ છે."

શિયાળ કહેતું હતું, " જાણીતો છે—જવા દો !"

કેડી વગરના માર્ગે ચોક્કસ પગલાં ભરતો એક સાધુ ચાલ્યો જતો હતો, ઉઘાડા માથે અને અડવાણે પગે. પૂરેપૂરી ઊંચાઈ. સાગના સોટા જેવો નક્કર દેહ, માટલા જેટલું મોટું માથું, હાથીની સૂંઢ જેવા ઝૂલતા હાથ. એનું દેહસૌષ્ઠવ જોઈ ભલભલા ભીલ, કિરાત અને વ્યાધ શેહ ખાઈ જાય. એના હાથમાં રહેલો વાંસનો દંડ રાજદંડના જેવી ખુમારી-વાળો લાગે. અજાણ્યાને લાગે કે કોઈ સેનાનાયક જંગલોમાં કશી સિદ્ધિ માટે ઘૂમતો હશે. પણ આ રાજસી કલ્પના તો એનાં નયનો ન નીરખ્યાં હોય ત્યાં સુધી જ રહેતી. શ્રાવણની

જલભરી વાદળી શાં, ભોળાં બાળનાં જેવાં નિખાલસ ને કરુણા-જળથી છલછલતાં નયનો જોતાં જ જોનારનું મસ્તક સ્વતઃ ઝૂકી જતું.

સાધુ આ પ્રદેશનો ચિરપરિચિત હતો. ઘણી વખત આ ટુંકા રસ્તેથી નીકળે. કોઈ શબરીના બાળકના જોશ જોઈ દે. કોઈનાં નામ પાડી દે, કોઈને ઓસડવેસડ આપે.

સાધુજનની નજર અચાનક એક સ્ત્રીની અદૃશ્ય થતી પાની પર ગઈ. લાલ હીંગળોકની છટા ત્યાં હતી. હાથમાં ઝોળી લઈને એ ઝડપભેર અંદર ચાલી જતી હતી. એની ગતિમાં કંપ હતો, એનાં પગલામાં ભય હતો.

અરે, મારાથી ભય ! નવીનવાઈની વાત ! સાધુ ત્યાં ખડો થઈ ગયો. એણે જોરથી દંડ પછાડ્યો. ખૂલ્લે અવાજે હાક મારી.

" માઈ ! "

કુબાઓમાંથી ને ગુફાઓમાંથી શબરીઓ દોડી આવી. રમતાં બાળક દોડી આવ્યાં. સહુ સાધુને વીંટળાઈ વળ્યાં. પણ સાધુની નજર પેલા કુબા તરફ હતી. એમાં સરી જનાર પેલી સ્ત્રી તરફ હતી. એની અનુભવી દૃષ્ટિ કહેતી હતી કે, એ સુંદરી આ પ્રદેશનું પ્રાણી નથી. છૂટો કેશકલાપ ને છૂટા પાલવનું સૌષ્ઠવ કહેતું હતું કે, કોઈ ઉજળા કુળની એ અવતારી હતી.

" માતાઓ, મારાથી મોં સંતાડતી પેલી સ્ત્રી કોણ છે ? "

કોઈ તરત જવાબ ન આપી શક્યું.

" સાધુથી પણ ચોરી ? " સાધુનો અવાજ ગર્જ્યો.

એક શબરી ધીરેથી આગળ આવી. નમ્રતાથી બોલી: "જાણો છોને સાધુરાજ! વખત ખરાબ છે. પાંદડે પાંદડે જાસૂસ બેઠા છે."

"હું પણ જાસૂસ છું?"

"ના, ધર્મરાજ."

શબરીઓ દોડતી ચાલી ગઈ ને થોડીવારમાં એક સુંદર સ્ત્રીને ખેંચી લાવી. ઉનાળે જેમ મોગરે ફૂલ ખીલે, એમ વિપત્તિમાંય નારીનાં રૂપ કોળતાં હતાં. શબરીઓ, ભયભીત હરિણી જેવી સ્ત્રીને કહેતી હતી. "આપણો બાપ, ધર્મનો અવતાર, એનાથી ડરવાનું શું?"

"સાધુરાજ! શરણ."

"શરણ? ગુજરાતની રાણીને શરણ ન હોય, એને આશીર્વાદ. સાધુના બોલ પર શ્રદ્ધા તો છેને, માતા?"

"મહારાજ, આશીર્વાદ મને નહીં, જેનો પતિ મૃત્યુને વર્યો છે, એ અભાગણીને યમ પણ સ્પર્શવાનો નથી. આશીર્વાદ આપો મારા લાલને. સાધુના બોલે ફરી ગુજરાતના કોટકાંગરા ઊભા થાય તો." રાણી દોડીને ગુફામાં છુપાવેલ પોતાનાં બાળને લઈ આવી. લાવીને સાધુને ચરણે મૂકી દીધો.

હાથ–પગ ઉછાળતું, ગુલાબના ગોટા જેવું બાળક હસતું હસતું હાથ–પગ પછાડી રહ્યું છે. સાધુરાજની આંખો એ બાળકના દેહ પર થંભી ગઈ. રેખાએ રેખાને સ્પર્શતાં નેત્રો કોઈ ગેબની વાતો વાંચી રહ્યાં. બાળકનું ઉજ્જવળ લલાટ, લાંબા લાંબા બાહુ, ઊંડી ને અણિશુદ્ધ રેખાઓ જાણે

જોગીને કંઈ કહી રહી હતી. ઊંડા વિચારમાંથી જાગતા હોય તેમ સાધુરાજ થોડીવારે બોલ્યા;

"મા, આ બાળક મને સોંપી દે."

"મુજ દુ:ખિયારીનો એ એક માત્ર આધાર છે."

"તારાં જેવાં અનેક દુ:ખિયારાંનો એ આધાર બનશે. લઈ જવા દે મને. ક્ષણિક પુત્રમોહને તજી દે. એ ધર્મવિજય સાધશે. સંસારમાંથી હિંસાના પ્રચારને રોકશે. મારા–તારાની લડાઈ અળગી કરશે. યુદ્ધનાં કલ્પાંતોથી થાક્યો છું. મહાન રાજા કાં મહાન યોગી; એના લેખ એના પર વિધાતાએ લખ્યા છે. જોગંધર બનાવીશ. બની શકે તો આ પ્રતાપી બાળક દ્વારા આ ભૂમિને માનવરક્તના પાનથી મુક્ત કરવા માંગું છું, માડી!"

"મહારાજ, મારા હૈયાના હારને કેમ અળગો કરી શકું? એ જ મારું જીવન છે."

"ક્ષત્રિયાણીને પુત્રને કેમ અળગો કરવો, એ ન શીખવવું પડે. જે હોંશથી પુત્રને સમરાંગણે જવા દે છે, એ જ હોંશથી એને વિદાય આપે."

"ક્ષત્રિયાણી સમરાંગણે જવા જરૂર વિદાય આપે. સગે હાથે જેણે પતિને વિદાય આપી, એને બીજું શું દુર્લભ છે? પણ કોઈ ક્ષત્રિયાણી પોતાના પુત્રને જોગી થવા માટે રજા ન આપે!"

"રૂપસુંદરી, શું યોગીપદ રાજપદ કરતાં હીન છે? રાજપદે તારા જેવી પદ્મિનીઓને વિધવા બનાવી, આ બાળકને

અનાથ બનાવ્યો; સંસારને કસાઈની કોઢ બનાવ્યો; એ રાજપદ યોગીપદ કરતાં ઉત્તમ ? રાજપદ તારા બાળકનું ખૂન માગશે, એને શાંતિ નહીં લાધે. સદાની વ્યગ્રતા એને ક્રોધી ને કરમી બનાવશે. યોગીપદ એને અભયતા આપશે. સંસારને એ અભય આપશે, પોતે તરશે–બીજાને તારશે. ”

રૂપસુંદરી કંઈ ન બોલી. એકી ટસે બાળકની સામે નિહાળી રહી. સાધુના શબ્દોમાં સત્યના પડઘા હતા. કલ્યાણ-રાજના ગુપ્તચરોનાં ટોળાં પાસે એ ક્યાં સુધી આ ફૂલને જાળવી રાખવાની હતી ? ને દુશ્મનના હાથમાં ગયેલું આ પુષ્પ કરમાતાં કેટલી વાર ! યુદ્ધથી પીડિત નારીને રાજપદ કરતાં યોગીપદ ભાવી ગયું.

“ રૂપસુંદરી, ક્ષત્રિયાણીની અદાથી પુત્રને અર્પણ કર.” સાધુરાજે ફરી કહ્યું “ દીકરો જોષી થવા ગયો એનું દુઃખ ન ધરીશ. કોઈ દહાડો એમ સાંભળે કે પાંચ–પંદર તારા જેવી સ્ત્રીઓનો સૌભાગ્યતિલક રોળાતો અટકી ગયો, તોય ગનીમત માનજે. સાધુના બોલ પર શ્રદ્ધા રાખજે. સુંદરી ! એ બાપની કીર્તિને સવાઈ કરશે. ખંડેખંડ એની નામના રહેશે. પ્રસન્ન મુખે રજા આપ, માડી ! આ શીલગુણસૂરિને કોઈ વાર યાદ કરજે. ”

શૂરી ક્ષત્રિયાણીએ સાધુરાજને ચરણે બાળક ધરી દીધો. એની આંખો અર્પણનાં અમુલખ આંસુથી છલોછલ હતી.

૩

બાળસૂર્યની જેમ બાળ વનરાજ મોટો થતો જાય છે. જૈન સાધુ–સાધ્વીઓનો એ લાડીલો બન્યો છે. વીરમતી ગણિનીને

માથે એના ઉછેરનો ભાર છે. શીલગુણસૂરિજી એને અદ્ભુત વિદ્યાઓ આપી રહ્યા છે. સ્વચ્છ અરીસામાં જેમ શુદ્ધ પ્રતિબિંબ પડે એમ બાળક વનરાજ બધું ઝીલી રહ્યો છે. બાળક છે તોય રાજા ભર્તૃહરી, રાજા ગોપીચંદની છટા એનામાં દેખાય છે. મોટી મોટી આંખોમાં પ્રતિસ્પર્ધીને ડારે એવું તેજ ઝળકે છે. નાના એવા કંઠમાં વાતાવરણને સભર કરે એવો પ્રતિઘોષ છે. ચાલથી જાણે ધરતી ધમધમે છે.

સૂરિજી સંતોષની નજરે નીરખી રહે છે, એમનો આ નાનો નવો શિષ્ય પોતાની મહેચ્છાઓનાં સ્વપ્ન સાકાર કરશે; સામર્થ્યભર્યા વૈરાગ્યની એ હાકલ કરશે. આર્યાવર્તની કોઈ પણ વાદસભામાં કે રાજસભામાં એ અવિજેય બનશે, મારા ધર્મ–ઉદ્યોતનાં સ્વપ્ન એ સાચાં કરશે. વનરાજમાં આજથી મૂર્તિમંત થતાં બળ, વીર્ય ને પરાક્રમ કયા ક્ષેત્રને અણુ-સ્પર્શ્યું રાખશે ?

સૂરિજી શિષ્યપ્રતિ ખેંચાયે જતા હતા, શિષ્ય પણ ગુરુને ઈશ્વરસમા માનીને પૂજતો હતો. એમના દર્શાવેલા સ્વાધ્યાય પ્રતિ એ રોજ ને રોજ શ્રદ્ધાભેર ધસતો જતો હતો, કમળ પોતાની પાંખડીઓ એકદમ વિકસાવી રહ્યું હતું, ભાતભાતના રંગનો ત્યાં છંટકાવ થઈ રહ્યો હતો.

મોહ કદી મર્યાદાને ગાંઠતો નથી. અપક્વ વયે, અવ્રતીની દશાએ બાળકને વ્યાખ્યાનની પાટ પર સૂરિજી ખેંચી જતા, એના મોંમાંથી સરસ્વતીની ધારા વહેવડાવતા, શ્રોતાવર્ગ આ પ્રતાપી બાળકને દેવાંશી કલ્પી વાહવાહ પોકારતો.

પણ આ વાહવાહમાંથી જ બાળ વનરાજને સત્યપરાયણ

થવાની ઝંખના જાગી. સત્ય શું હતું? પોતે જે આચરી રહ્યો હતો, એમાં અંતરનો સાથ હતો, કે કેવળ ગુરુપ્રેમની છેતરપીંડી હતી? પોતે આ જીવનમાં લીન બન્યો હતો કે પ્રેમના અવતારસમા ગુરુને રિઝવવા એ ઢોંગ કરતો હતો? સત્યનું તો એ ખૂન કરતો હતો, સાથે સાથે જીવનદાતા ગુરુથી સત્ય છુપાવી ગુરુદ્રોહ તો નહોતો કરતો ને!

વનરાજની આંખોમાંથી ઊંઘ ઊડી ગઈ. સ્વાધ્યાયથી મન હઠતું ગયું. આ સ્થિતિ સૂરિજીથી વધુ છાની ન રહી. એક મધરાતે ચિંતાતુર વનરાજ પકડાઈ ગયો. એની આંખોમાં રહેલો સંતાપ ગુરુએ વાંચી લીધો. મોહ માનવીના મન પર પડદા નાખે છે. રેખા પરથી જીવનના જોશ ભાખનાર ગુરુ શિષ્યની વેદનાનું રહસ્ય ન કળી શકયા.

" અડધી રાતે પણ ઊંઘ કાં નહીં? શું સવારમાં શ્રાવકો-એ કરેલા તારા જયજયકારની યાદ આવે છે?" સૂરિજી સ્નેહ-ભીની નજરે વનરાજને નીરખી રહ્યા. પુનઃ થોડીવારે બોલ્યા:

" વનરાજ, વત્સ, આમ આવ! તારી ધીરગંભીર શાસ્ત્રવાણી, ઝળાંહળાં થતું તારું વદન, કેસરી જેવી તારી છાતી, ને આંખના અણિશુદ્ધ અકોટા જોઈ સહુ કહે છે: 'ગુરુદેવ, વનરાજ નામના કાઢશે. ધર્મની ગાદી પર 'ન ભૂતો ન ભવિષ્યતિ' એવો ધર્મવીર આવશે. કાશીના એક મહાન પંડિતને મેં બોલાવ્યો છે. નદિયા-શાન્તિના એક નૈયાયિકને નોતર્યો છે. બીજો સિદ્ધસેન સર્જવો છે. થોડો સમય સ્વાધ્યાય પૂરો કરી લે. સાધુપદની સાથે જ સૂરિપદ ન આપું તો કહેજે."

વનરાજનું ચિત્ત આ વાતો તરફ ન હતું. એ અન્ય-મનસ્ક જેવો બેઠો હતો. એની નાની દુનિયામાં ધરતીકંપ જાગ્યો હતો.

અચાનક એણે કહ્યું: " ગુરુદેવ, પેલા અંધકારમાં રહેલા નિર્દોષ પંખીના માળા પર હમણાં જ એક ઘૂવડે તરાપ મારી માળો વીંખી નાખ્યો. નાનાં બચ્ચાંને એ જાલિમ ખાઈ ગયો. મને તો મન થઈ રહ્યું છે, કે આ સાપડાના એક ઘા ભેગો એને રોળી નાખું. પણ પેલું તમારું સૂત્ર યાદ આવે છે. 'પાપીને ક્ષમા કર ! ક્ષમામાં જ તારો વિજય છે."

ગુરુદેવ હસ્યા. ખેંચાયેલા તીરના જેવી ભ્રમરો પર આવેલો પ્રસ્વેદ લૂછ્યો ને કહ્યું:

" વનરાજ, આજનો સ્વાધ્યાય પૂરો કર. આજ બમણા જાપ જપજે ! શાંતિ લાધશે. ચાર ભાવના ભાવજે. પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રી, ગુણાધિક પ્રત્યે પ્રમોદ, દુઃખી–પાપી તરફ કરુણા ને અવિનયી તરફ ઉદારતા શીખજે ! "

વનરાજે મન પર ઝટ કાબૂ મેળવી લીધો. ગુરુ-આજ્ઞાને અનુસર્યો.

૪

દિવસો વીતી ગયા. સ્વાધ્યાય ઉગ્ર બન્યો. સંયમ સખત કેળવ્યો, ચાર ભાવનાનું શરણ લીધું, પણ વનરાજનું મન વ્યગ્ર જ છે. એકાગ્રતા હજી એને લાધી નથી. એકાંત ઘણી વાર અસહ્ય થઈ જાય છે. શાન્ત ઉપાશ્રયની દીવાલોમાં શાન્તિ માટે તપ કરતો વનરાજ કોઈ વાર ભાન ભૂલી જાય છે. એ પોકારી ઊઠે છે: " તલવાર ! "

ગુરુદેવની જાગ્રતિ પણ એટલી જ છે. એ તરત જ પાસેના ખંડમાંથી અવાજ કરે છે: “અશાંત કાં બેટા? અરિહંતનું ધ્યાન ધર! નોકારવાળી ફેરવ. સૃષ્ટિ પર પ્રેમ-ભાવ સ્થાપ. જંતુ પર સમભાવ ધારણ કર!”

“ગુરુદેવ, જંતુ પર તો સમભાવ આવી ગયો છે, પણ આ માનવજંતુ તરફ........કાલે પેલા ઘેર ભિક્ષા માટે ગયો હતો, ત્યારે એક જુવાન સ્ત્રીને ચાર સૈનિકો જબરદસ્તી ઉપાડી જતા હતા. એનો ધણી સામે થયો તો બિચારાને માર્યો. બોર બોર આંસુએ પેલી યુવતી રોતી હતી, પણ આતતાયીઓને દયા ક્યાંથી? પૃથ્વી પર આ અન્યાય કેમ સંભવી શકે?”

“કર્મની બલિહારી છે. કર્મ કોઈને છોડશે નહીં. આજે નહીં તો કાલે એનો હિસાબ આના–પાઈ સાથે ચુક વાશે. તું ઉગ્ર ન થા. પાપીને ક્ષમા કરતાં શીખ!”

“ગુરુદેવ, તમને છેતરવામાં પાપ છે. ઢોંગ નહીં કરું. પાપીને ક્ષમા આપ, એમ મનને સમજાવવા ઘણી વાર મથ્યો, પણ બંડખોર મન નથી કબૂલ કરતું. એ કહે છે, પાપી જો ક્ષમા પામશે તો પછી પુણ્યશાળીને જીવવું ભારે પડશે. શઠોની સાથે સાધુતા વાપરવી, એ સાધુઓની સાથે શઠતા વાપરવા બરાબર છે.”

વનરાજની મુદ્રા તપાવેલા તાંબા જેવી બની ગઈ હતી. એની નસેનસ ફૂલીને હીરની દોરી જેવી બની ગઈ હતી. સૂરિજી શાન્ત નજરે એને નીરખી રહ્યા. વનરાજે આગળ ચલાવ્યું:

"ગુરુ અંતર્યામી છો. જો મારું અંતર તમારાથી છુપાવું તો એ પાપ લેખાશે. ગુરુદેવ, અંતર રોજ પોકાર કરી કરીને કહે છે: 'વનરાજ, શું આ પાટ પર બેસીને ફિલસૂફીઓ જ હાંકયા કરીશ? સ્વર્ગ, નરક ને મોક્ષની કથનીઓ કર્યા કરવી એ જ તારું નિર્માણ? મનથી તો ધુતારો પણ ઉપર ઉપરથી ધર્મનો અવતાર થઈને ફરીશ? આ બાહુમાં રહેલો દંડ શોભાના ગાંઠિયા જેવો રહેશે? જીવનભર કેવળ નિરુદ્દેશ પ્રવાસ ખેડ્યા કરીશ? ગુરુદેવ!" વનરાજ આગળ વધ્યો, ને સૂરિજીના ચરણમાં પડીને બોલ્યો:

"તમારા દિલને દુ:ખ ઉપજે છે, તે જોઉં છું. પણ જે અંતર્યામી હોવા ઘટે, એનાથી રમત રમું તો કોટી કલ્પાંતે પણ નરકમાં મારો વાસો રહે. ગુરુદેવ, મારી અયોગ્યતા મને વ્યગ્ર કરી મૂકે છે. નાસી જાઉં, ભાગી જાઉં, શું કરું, કંઈ સમજાતું નથી. કાંટો રહેવા દેવો ને ઉપાનહ (જોડા) પહેરવાં એ તમારો ઉપદેશ: મારું મન કહે છે, કે એના કરતાં કાંટાને કાં ઉખેડી ન નાખવો?"

"વત્સ, સંસારમાં સદા ઇષ્ટ–અનિષ્ટનાં દ્વંદ્વ રહ્યાં છે. કેટલીક વાર કાંટો પણ ફૂલ બને છે, ને ફૂલ કાંટાનું કામ કરે છે. સંસારને જીતવા પહેલાં વત્સ, પોતાની જાતને જીતવાની જરૂર છે."

વનરાજ મસ્તક નમાવીને ઊભો રહ્યો. સૂરિજીને જવાબ આપવાનું સામર્થ્ય એનામાં નહોતું. તેમ મનને સંતોષ આપવા જેટલી શાંતિ પણ એને લાધી શકે તેમ નહોતી. સૂરિજી પ્રેમભરી આંખે પોતાના આ પ્રતાપી શિષ્ય પ્રતિ

નિહાળી રહ્યા. સૂરિજીનું ભાવિ વિષેનું જ્ઞાન કંઈ કંઈ કહેતું હતું. આ બાળક પર જ એમણે મહેચ્છાના, મહાવિજયના, શાસનઉદ્યોતના ગગનચુંબી પ્રાસાદ ચણ્યા હતા. બાળકની યોગીને છાજે તેવી નિખાલસતા, સાધુને ઓપે એવી સરળતા, સંસારની વાસના પ્રત્યેનો વૈરાગ્ય; બધુંય બરાબર, બધુંય આદર્શને અનુરૂપ, ફક્ત આટલી જ વિચારસરણીમાં ભેદ! પણ વનરાજ તો હજી બાળક છે ને! ઉંમર થતાં બધું સમજશે. નાના આંબે કંઈ ફળ ન આવે! આવવા દો વસંત! જુઓને, એ આંબો કેવો લચી પડે છે! સૂરિજી આગળ વધ્યા. વાત્સલ્યભર્યો હાથ શિષ્યના મસ્તક પર મૂકતાં કહ્યું:

"વત્સ તું હજી બાળક છે. ઉઘાડી આંખે જે દેખાય એટલી જ દુનિયા છે, એમ ન માનીશ. બહાર દેખાય તેટલા જ શત્રુ છે, એમ ન કલ્પીશ. જુદી પણ કોઈ દુનિયા છે. છૂપા પણ કોઈ શત્રુ છે. એને જો, પિછાણ ને જીત! આજથી મારી સાથે જ રહેજે! મારા સંગથી કદાચ તારો માર્ગ સરળ થાય."

શિષ્યે ગુરુઆજ્ઞા શિરોધાર્ય કરી.

૫

ગુરુને શિષ્ય પડછાયાની જેમ અનુસરે છે. બંનેને હૈયે આનંદ છે, ગુરુને પ્રતાપી શિષ્યના ઘડતરનો, શિષ્યને પવિત્ર ગુરુના સાંનિધ્યનો. શિષ્ય ગુરુની પ્રત્યેક ક્રિયાને યોગ્ય સગવડથી સંભાળે છે, પણ ત્રણ ચાર દિવસથી એક નજીવી હરકતથી વનરાજ હેરાન હેરાન છે. ગુરુજી પૂજા કરી સમાધિમાં બેસતા, એ વેળા અખંડ બળતા દીપની વાટોને

ઊંદરડા ખેંચી જતા. વનરાજ બરાબર સાવધાની રાખતો, પણ આ ઊંદર મામા તો ભારે જબરા. ચડપ આવે ને દિવેટ ઝડપી જાય. ગુરુ રોજ ટકોર કરે, 'વનરાજ, એટલીય ખબર રાખી શકતો નથી!' વનરાજ જેટલી ખબર રાખે એટલી નિરર્થક નીવડે.

પણ આજ તો ઊંદરમામાની પૂરેપૂરી ખબર લઈ નાખવાનો એણે નિર્ણય કર્યો. એક વાંસની વળીમાંથી નાનું ધનુષ્ય તૈયાર કર્યું. નાનાં એવાં તીર બનાવ્યાં. પૂજાની વેળાએ જેવા પેલા પાખંડી બહાર આવ્યા કે ધડાધડ તીરના મારાથી બે–ચારને વીંધી નાખ્યા. એ પછી એકે મામો બહાર ન આવ્યો. ગુરુની પૂજા નિર્વિઘ્ને સમાપ્ત થઈ. ગુરુના આનંદનો પણ પાર નહોતો. એ ધન્યવાદ આપવા ફર્યા કે તેમની નજર ત્રણ–ચાર ઘાયલ ઊંદર પર પડી. એમનું કુંણું હૈયું આ દેખાવથી ધ્રૂજી ઊઠયું, એમણે ચીસ પાડી.

"વનરાજ, આ શું કર્યું? એક તરફ પવિત્ર પૂજા ને બીજી તરફ આ હત્યાકાંડ!"

"ગુરુદેવ, આ મામાઓ ચોથા ઉપાયથી (દંડ) સાધ્ય હતા, હવે પૂજા નિર્વિઘ્ન થશે."

"વનરાજ, વનરાજ!" શબ્દોમાં ભૂકંપના આંચકા હતા. "મારું શિક્ષણ તેં લજાવ્યું. જા, અહીંથી! મને તારું મોં બતાવીશ નહીં, ખૂની!"

વનરાજ રડી પડ્યો, એને પશ્ચાત્તાપ થતો હતો: પોતે આચરેલા કર્તવ્ય પ્રત્યે નહીં, પણ ગુરુનું–પ્રેમના અવતાર ગુરુનું દિલ દૂભવ્યું તે માટે. એ રોતો રોતો ચાલ્યો ગયો.

સૂરિજી બીજા ખંડમાં ચિત્તની શાંતિ માટે ગયા, દિવસભર એમાંથી એકે બહાર ન નીકળ્યા. વનરાજ રડતો રહ્યો, ગુરુ શાન્તિ-મંત્ર જપતા રહ્યા. મધરાત થઈ, ઘોર અંધકાર વીંટળાઈ વળ્યો, અચાનક જાણે ગુરુને કોઈ પ્રકાશ લાધ્યો. સૂરિરાજ ઊભા થઈ ગયા, કંઈક ખંખેરતા હોય તેમ આખી કાયા હલાવી.

"હું શાસ્ત્રનો પારગામી થઈને ભૂલ્યો. અરે, મન કેવી અકલ્પ્ય વિરાટ વસ્તુ છે. જેણે ધાવણ ધવરાવ્યાં એ ક્ષત્રિયાણીને મેં પુત્રમોહ છોડવા ઉપદેશ કર્યો, ને હું જ મોહમાં સપડાયો. નવનવ માસ પેટમાં ભાર વેઠનારી, પુત્રને તજી શકી ને હું શિષ્યને છોડવાના વિચારથી ધ્રૂજી ઊઠું છું. સિંહબાળના સંસ્કારોને ફેરવવા મેં મોહવશ નિરર્થક પ્રયાસ કર્યો. ઉઘાડી આંખે દેખતાં છતાં મોહથી દેખ્યું ન દેખ્યું કર્યું. હવે એ પંખીને મારે પિંજરથી મુક્ત કરવું ઘટે. એના મન પર લાદેલી હિંસાનું પ્રાયશ્ચિત આજે જ કરવું ઘટે."

સૂરિજી ઊભા થયા, વનરાજ સૂતો હતો તે ખંડમાં આવ્યા, શિષ્યને પણ નિદ્રા નહોતી. એનો હાથ હાથમાં સાહ્યો, ચંદ્રના પ્રકાશમાં રેખાઓને ઝીણવટથી જોઈ.

"વત્સ!"

"ગુરુજી!"

"બેટા!" શબ્દોમાં હજીય મોહનો ટંકાર હતો.

"ક્ષમા કરો, દીનાનાથ, હું તમારો ઘોર અપરાધી છું." વનરાજ ગળગળે સાદે બોલ્યો.

"અપરાધી તો હું તારો છું. તારા અંતરના અવાજનો

હત્યારો હું છું. શિષ્યમોહમાં અંધ બન્યો હતો. કોડ હતા કે તારા જેવા શિષ્યના બળે શાસનનો ઉદ્યોત કરી નાખીશ, પણ એ કરનાર હું કોણ? તારા જન્મજાત સંસ્કારને ફેરવનાર હું કોણ? ઊઠ બેટા, તું સિંહનું સંતાન છે. જયશિખરી તારો પિતા ને શૂરી ક્ષત્રિયાણી રૂપસુંદરી તારી મા. આ ગુજરાત તારું રાજ્ય. જા, તને કોઈ અંતરીક્ષમાં સાદ કરે છે. પેઢી જૂના સંસ્કાર, રજ–વીર્ય સાથે મળેલા સંસ્કાર જલદી છૂટતા નથી. દૂર દૂરની કર્તવ્ય–કેડીની હાકલ પડી રહી છે. વત્સ, જા ને રાષ્ટ્રની સુંદર મૂર્તિ ઘડ!"

"ના ગુરુજી, હું નહીં જાઉં, હું સાધુ બનીશ. મેં મારા ઉચ્છૃંખલ મનને તપ–જપથી મારી નાખવાનો નિશ્ચય કર્યો છે. તમારા ચરણે મુક્તિ પામીશ." વનરાજ ગુરુના ઘવાયેલા હૃદયને પિછાણતો હતો.

"ના, તારા અંતર પર આજસુધી ઘણા અત્યાચાર કર્યા, હવે ખુશીથી કહું છું, તારા રસ્તે જા! આખા સંસારને સાધુ બનાવી શકાતો નથી. ધર્મનો ઉદ્યોત કેવળ સાધુથી થશે, એમ પણ માનતો નથી. અલબત્ત, સાધુ માટે ગૃહસ્થ કરતાં કર્તવ્યભાર નિભાવવાની સુવિધા વિશેષ; છતાં એ પણ વિસરવાની જરૂર નથી કે ધર્મનું શ્રેષ્ઠત્વ વાદથી નહીં, વૃત્તિથી થાય તો જ એ ટકે. રાણી રૂપસુંદરીને તેડાવી છે, સુરપાળને પણ આમંત્ર્યો છે. જા, અને સાધુના બોલે ઉજ્જડ ખેડાં ફરી વસાવ! તારા પગલે સમૃદ્ધિ જાગશે, તારી હાકે સૈન્ય જાગશે, તું રાષ્ટ્રનું નિર્માણ કરીશ."

"શું હું રાજા બનીશ? ગુરુદેવ, તમારા શબ્દોમાં સિદ્ધિ છે, મને ફરી કહો."

"તું રાજા બનીશ, પરાક્રમી રાજા બનીશ." સૂરિજી થોડી વાર થોભ્યા ને પુનઃ ચલાવ્યું, "પણ સાથે સાથે એટલુંય ભૂલીશ મા કે ચોર અને રાજામાં ઝાઝો ફેર નથી. એક ચોરી કરે છે, બીજો લૂંટે છે. લૂંટથી મેળવેલું લુચ્ચાઈથી જાળવવું પડે છે."

"તો ગુરુદેવ?" વનરાજ મૂંઝાઈ ઊઠ્યો.

"રાજા ધર્મમૂર્તિ પણ બની શકે છે, ને એ વેળા સામાન્ય સાધુથી પણ વધુ કલ્યાણ કરી શકે છે. તારી રેખાઓ આજસુધી મેં પૂરેપૂરી જોઈ નહોતી. તારા પરના મારા મોહે મને દિશાશૂન્ય બનાવ્યો હતો. તારા લેખમાં રાજયોગ પડ્યો છે. જા, અને રાજા થા! પણ મારી આટલી શીખ પણ લેતો જા!" સૂરિજી થોભ્યા. વળી બોલ્યાઃ

"મારી શીખ પ્રેમ અને ત્યાગની છે. એટલું ધ્યાન રાખજે કે તલવાર કરતાં પ્રેમ તને વધુ વિજય અપાવશે, તારા વિજયને ચિરંજીવ બનાવશે. પરિગ્રહ કરતાં ત્યાગમાં વધુ માનજે. ભલે તારી સીમા નાની હશે, પણ એ તને સાર્વભૌમ બનાવશે. લોકોના અંતર પર રાજ કરતાં શીખજે, દેહ પર નહીં. સત્તાથી સાધેલું રાજ તો ધુમ્મસના જેવું નશ્વર છે.

"નજીવી લડાઈઓ ને નજીવા લાભાલાભ; એમાં રક્ત-છાંટણાં કરીશ નહીં. ઇચ્છા તો આકાશ સમી અનંત છે. આખી પૃથ્વી મળે તો પણ માનવીના મૂઠીભર મનને

સંતોષ નથી. લોભને તો સોનારૂપાના પર્વતો પણ સંતોષ શીખવાડી શકતા નથી. સંસારને જીતવા પહેલાં જાતને જીતજે ! કદી કદી પોતાની જાત જેવો પોતાનો દુશ્મન કોઈ નથી. આતતાયીને હણવાને બહાને માનવતાના પડમાં છુપાયેલ હિંસક પશુને નિરર્થક ઉશ્કેરીશ નહીં. અહીં તો વાવવા જેવું લણવાનું છે."

"ગુરુદેવ, આપની શિખામણ શિરોધાર્ય, પણ હવે આપ વિશ્રાંતિ લો. ફરી મને ઉપદેશ આપજો. હજી કંઈ હમણાં હું જતો રહેવાનો નથી."

"વત્સ, કાલે જ તારે જવું પડશે. હવે જે સાધના તારે આરંભવાની છે, એનું સ્થાન અહીં નથી."

"આપના વિના હું કેમ રહી શકીશ ?"

"મારે માટે પણ એ જ પ્રશ્ન છે. પણ સ્નેહ આગળ કર્તવ્યને કંઈ વિસારે પડાય ? તું પણ તપ કરજે તારી સિદ્ધિને કાજ, હું પણ તપ કરીશ, મારી સિદ્ધિને કાજ."

વનરાજ ગુરુદેવનું વિરાટ હૃદય નીરખી રહ્યો. એ એકદમ દોડીને ચરણ પકડીને બોલ્યો:

"ગુરુદેવ, જો રાજ મેળવીશ તો તમારા ચરણે અર્પણ કરી દઈશ."

"ધર્મના ચરણે અર્પણ કરજે ! વનરાજ, હું તો તને આજથી ગુજરાતના સિંહાસને બેઠેલો નીરખું છું."

ગુરુ ને શિષ્ય ન જાણે ક્યાંય સુધી વાતો કરતા રહ્યા. ઘનઘોર આકાશમાં ન જાણે વાદળો ક્યાં સુધી વરસતાં રહ્યાં.

*

બાલ સૂર્ય જ્યારે પૃથ્વી પર પધારતો હતો, ત્યારે વઢિયારની બંકી ભૂમિ પરથી એક બંકો નર ખભે બાણ-કમાન ભેરવી ચાલ્યો જતો હતો, દૂર દૂરની પર્વતમાળ તરફ.

પાછળ એક વયોવૃદ્ધ જાજરમાન સ્ત્રી હતી.

એની પાછળ એવો જ વયોવૃદ્ધ યોદ્ધો થોડા સૈનિકો સાથે ચાલતો હતો.

એક ભગ્ન શિવાલયને ઓટલે કોઈ સાધુરાજ ઊભા હતા. તાજું યુદ્ધ ખેલાયું હોય એવી ઉખર ભૂમિના દેદાર જેવું એમનું મોં હતું. તેઓ જોરજોરથી શાન્તિ મંત્ર ભણી રહ્યા હતા.

વાચક, આ મહાનુભાવોની પિછાણની જરૂર છે ખરી ?



# કુભાર્યા

[ વાર્તા ત્રીજી ]

**વસંતવિહાર** માણીને, પોતાના બે બળદના સુશોભિત રથમાં પાછા ફરતા, રાજગૃહીના વ્યવહારિયા મહાશતકને હૈયે ચેન નહોતું. અંબોડે આમ્રમંજરી નાખીને, પગમાં ઝાંઝર પહેરી હાથમાં કેસરિયા કેશૂડાની ડાળ ઝાલીને, વસંતનૃત્ય કરતી રૂપગર્વિતા રેવતી એના હૈયામાં કોતરાઈ ગઈ હતી. જાંબુડિયા રંગના એના ઓઢણામાં અનેક આભલાં જડ્યાં હતાં, ને લીલી ધમરખ કંચૂકી બાંધવાની એની છટા અદ્‌ભુત હતી.

મહાશતકની આંખ એ રેવતી સિવાય કોઈ વસ્તુ પર ઠરતી નહોતી. એના નાના નાના ઓષ્ઠ જાણે મધુરસની પ્યાલી કરતાં લાલ હતાં. એની આંખની ઉઘાડમીંચ ઘનઘોર વાદળમાં ચમકતી વીજ કરતાં કાતીલ હતી. એ ચાલતી ને

એના પગોમાં નૃત્ય જાગતું. એ હસતી ત્યારે તો કાળજા પર જાણે કારી ઘા થતા.

ઘેર બાર બાર પત્નીઓ, એક એકને આંટે એવી, પણ જાણે એક રેવતી એ ભર્યાં ભાણાં ખારાંધૂધ કરી ગઈ. મહાશતક વિચાર કરતો ગયો. અરે, એ બારે બાર આ રેવતીના પગની પાનીને ચૂમવાને પણ યોગ્ય નથી.

રેવતી મારી થશે. એણે મનમાં ને મનમાં નિરધાર કર્યો. હું કોણ? રાજગૃહીના મહા વ્યવહારિયા મહાશતકને પોતાની પુત્રી કોણ ન આપે? મહાશતકનાં માગાં કોણ પાછાં વાળે?

ગળે રૂપેરી ઘૂઘરમાળ ઘમઘમાવતા ધોરી રેવતીના બાપને દરવાજે જઈ ઊભા. વૃદ્ધ મહાશતક જેવા વ્યવહારિયાને દ્વાર પર આવેલો નીરખી રેવતીનો પિતા અર્ધો અર્ધો થઈ ગયો.

"પધારો ને મહાજન!"

"વિશેષ વખત નથી, પણ આમ આવો. ખાસ કામે આવ્યો છું."

વૃદ્ધ નજીક આવ્યો.

"તમારી પુત્રી રેવતી જુવાનીમાં પ્રવેશી ચૂકી છે. આજે મેં વસંતનૃત્યમાં નીરખી. હવે કોઈ જમાઈ શોધવો પડશે ને?"

"જરૂર, પણ કોઈ નજરમાં બેસતો નથી. વર છે તો ઘર નહીં. ઘર મળે છે, તો વરમાં કંઈ હોતું નથી. વર ને ઘર છે, તો કુળ નહીં. ત્રણે છે તો કુટુંબ નહીં."

'કોઈ નથી મળતો ? તો પછી શું હું નજરમાં નથી આવતો ? ચાલો, તમારી રેવતીનું હું માંગું નાખું છું.'

'તમે ?'

'કેમ, કંઈ મારી જુવાની વીતી ગઈ છે ?' મહાશતકે ઢાલ જેવી છાતી પહોળી કરી; પોતાના માંસલ હાથથી બળદની પીઠ પર ધબ્બો માર્યો. તેજી બળદ ચારે પગે ધસવા તૈયાર થઈ ગયા. મહાશતકે રાશ ખેંચી એને અર્ધા ઊંચા તોળી લીધા. બાહુનાં મણિજડચાં કડાં મસલના ગોટલામાં ખૂંતી ગયાં.

'માથા પર રાખીશ. બારમાં પ્રધાન થશે. પણ ધ્યાન રાખજો, એક વ્રજ ને એક હિરણ્યકોટી....'

ને મહાશતકે રાશથી બળદને ફરી અદ્ધર કર્યા, વળી પછી પાછા ઢીલા મૂકી દીધા. દેવકુમાર જેવા દીપતા મહાશતકનો રથ થોડી વારમાં દિશાઓને રણઝણાવતો આંખોના ઈશારામાં અદૃશ્ય થઈ ગયો.

દ્વાર પર આવી પહોંચેલી રેવતીએ એ જુવાનડાને જતો જોયો. એના વાંકડિયા વાળ, લાલ છોગું ને માંસલ બાહુ એની દૃષ્ટિમાં ખૂંપી ગયા.

'કોણ હતો એ ?' પોતાના કેશને સુકાવવા ફરતી રેવતી ત્યાં આવી.

'તારું માગું કરવા આવ્યો હતો. એનું નામ મહાશતક ! રાજગૃહીનો વિખ્યાત વ્યવહારિયો.'

'તરવરિયો જુવાન છે. હિરણ્ય, વ્રજ કંઈ ?'

'ઘણું. પણ દીકરી, એને ત્યાં બાર પત્નીઓ છે.'

'પિતાજી, બાર હોય કે બારસો, એની મને ચિંતા નથી. એ તો આપણામાં પાણી જોઈએ.'

પિતા કંઈ ન બોલ્યો.

સરખી સાહેલીઓએ વાત સાંભળી ત્યારે સહુ હસી પડી: 'ગાંડી, આ શું સૂઝયું ?'

'અરે, જેણે બાર બાર પત્નીઓ કરી હશે, ને આટલી મસ્ત જુવાની જાળવી હશે, એ કેવો અદ્દભુત હશે! અરે, અણઘડ જુવાનિયા કરતાં રસિયો વાલમ શું ખોટો? તેણે મારું માગું કર્યું છે. હું શા માટે ન જાઉં! આ તો કળાયેલ મોરલો છે. અબુધ નર કળાઓમાં શું સમજે?'

રેવતી અને મહાશતકનાં લગ્ન થયાં. પિતાને પુત્રી સારે ઠેકાણે વરાવ્યાનો સંતોષ થયો. હિરણ્ય-વ્રજ પણ મોંથી માગ્યા કરતાં અધિક આપ્યાં.

રેવતી તો સંસારની સર્વ વિલાસકળાઓમાં કુશળ હતી. જેટલી રાત એટલા રસ ને જેટલા દિવસ એટલા વિલાસ એની પાસે હતા. મહાશતક દિન-દિશાનું ભાન ભૂલી ગયો. રેવતીના સૌંદર્ય અને ચતુરાઈએ એને વશ કરી લીધો.

રેવતીના હાથમાં તમામ કારભાર આવ્યો. દાસ-દાસી એ જાજરમાન શેઠાણીને જ દેખવા લાગ્યાં. એને પ્રસન્ન રાખવા બીજી શોકચોની સાથે લઢવા લાગ્યાં.

રેવતી કહેતી: 'સબળ ને નિર્બળની લડતમાં નિર્બળ હારશે. મારે તો એટલું જોવું રહ્યું કે મારી સબળતા કેમ

સચવાય.' અને બન્યું પણ એમ જ. આ લડતમાં બારે બાર શોકચ નિર્બળ નીકળી. કોઈએ વિષથી તો કોઈએ શસ્ત્રથી આત્મહત્યા કરી લીધી.

રેવતીને હવે એકચક્રી સામ્રાજ્ય મળ્યું, અને એ બેદરકાર બની. રોજ છ વખત વેણી ગૂંથતી, તે હવે બે વખત ગૂંથવા લાગી. નિત નવાં ફૂલ વેણીમાં ઘાલતી, હવે કેટલીક વાર છૂટી વેણી જ રાખતી. સ્નાન પણ અલ્પ કર્યું ને વિલેપન પણ એકાંતરે કરવા લાગી. મધુરસ જે કદી કદી એકાંતમાં ને અલ્પ પ્રમાણમાં પીતી તે એણે છૂટથી પીવો શરૂ કર્યો. જે સવારમાં ઉષાનૃત્ય, મધ્યાહ્ને વસંતનૃત્ય ને રાત્રે દીપકનૃત્ય કરતી; એ બધું હવે દાસીઓને સોંપ્યું.

આવા મહાસાગરને પામી તૃષા કંઈ બાકી રહે? મહાશતક ધરાઈ ગયો. એણે મીઠો રસ પણ આકંઠસ્થ લીધો હતો. હવે તો વધુ થાય તો ઊલટી થાય તેમ હતો.

પણ રેવતી નહોતી તૃપ્ત થઈ, તેનું શું? તેની તૃષા વધતી જ ગઈ હતી.

'રેવતી? પેલી બાર વિવાહિતાઓ મારા વિયોગે ઝૂરીને મરતી હશે. એનો પણ કંઈ વિચાર કરવો ઘટે ને?'

'વિચાર થઈ ગયો. એ બધી ઝુરી ઝુરીને મરી ગઈ. એ બિચારીઓની હવે કંઈ ચિંતા ન કરશો. એ બાર પ્રાસાદો બાર માસ માટે વિહારપ્રાસાદ પણ બનાવી દીધા છે.'

'બધી મરી ગઈ?'

'અલબત્ત, પણ એમાં અફસોસ શો? એ બધીનો

ખંગ વાળી દઉં એવી તો હું જીવું છું ને.' ધિટ્ટ સ્ત્રીએ જવાબ આપ્યો.

મહાશતકની કાયા કમરથી વળી ગઈ.

૨

એકદા પ્રભુ મહાવીર એ પ્રદેશમાં પધાર્યા. અદ્દભુત જાદુગર તરીકે લોકો એમને પિછાણતા. જાદુગર તો દોરાધાગા ને દાણા બાકળાથી દુઃખ દૂર કરે; આ તો નજરથી નજર મળી કે કામ ફતેહ.

દુઃખી મહાશતક પ્રભુની પાસે ગયો. રડી પડયો. આ દુઃખથી છૂટવા કંઈ માર્ગ માટે આગ્રહ કર્યો. એણે વ્રત લીધાં. પરિગ્રહ બાંધ્યા. ભગવાને હેતથી કહ્યું:

'મહાશતક, જેટલા હેતથી પ્રિયનો સ્વીકાર કર્યો, એટલા જ હેતથી અપ્રિયને વધાવ! તારા સંતાપ દૂર થશે.'

'નાગણને સમજાવવી સહેલી છે, સંભાળવી સુગમ છે. પણ આ મહા દુષ્કર છે.'

'એ નાગણ નથી, એનામાં પણ સૌંદર્ય છે, જેની પાછળ તું પાગલ બન્યો હતો. ફરીથી એનામાં રહેલું સૌંદર્ય શોધ! માનવી પાપી નથી, વૃત્તિ પાપી છે. માનવમાત્ર તરફ પ્રેમ કર! પ્રેમ તારું કલ્યાણ કરશે.'

મહાશતક પાછો ફર્યો. એ ગંભીર બન્યો. એણે પ્રેમથી રેવતીને બોલાવી. પ્રભુ મહાવીરના ઉપદેશની વાત કરી. પણ રેવતીએ એને ઉધડો લીધો:

'એ વેરાગીની વાતો મારા ઘરમાં નહીં.'

'વાહ રે રેવતી! કેવી નિખાલસ છે તું. બીજી સ્ત્રી હોત તો મને ખુશ કરવા કંઈ જુદું કહેત અને દંભ સેવત.'

'વાહ રે ભગત!' રેવતીએ નેત્રનો કટાક્ષ કર્યો.

મહાશતક અપ્રિયને પ્રિય કરીને–મનને વશ કરીને રહ્યો છે, એમ રેવતી ઉચ્છૃંખલ બનતી ચાલી છે. અને એ જેમ ઉચ્છૃંખલ બનતી ચાલી છે, એમ મહાશતક સહનશીલ, નમ્ર ને ઉદાર બનતો ચાલ્યો છે.

ક્રોધ તો જાણે એનામાં છે જ નહીં.

સહનશીલતા તો જાણે એના જેવી કોઈની છે જ નહી.

ગમે તેવા પાપી તરફ પણ એ ઉદાર છે.

"રેવતી, તું મને રિઆવવાને હકદાર છે. મેં શોખને ખાતર તારી જુવાની વેડફી."

"કોણ કહે છે, મારી જુવાની વેડફાઈ? અહા!' ને રેવતી મધુની પ્યાલીઓ ગટગટાવવા લાગી. એણે ઓઢેલું રેશમી ઉત્તરીય ફગાવી દીધું. સૂતેલા સૌંદર્યનો સાપ ફુંફાડા મારી ઊઠયો. પણ મહાશતક શાન્ત છે, ધીરજથી કહે છે:

"રેવતી, તારામાં સૌંદર્ય સાથે શીલ હોત તો?"

"ધત્ તારું શીલ!"

રેવતીના જવાબ સામે મહાશતક ફક્ત હસતો.

"રેવતી, તું સાચું કહે છે. ફૂલ વીણવાની હોંશ ઓસરી ગઈ. હવે તો કાંટા જ ખાવા રહ્યા ને!"

રેવતી પાસે ત્રણ ટકાનો લાગતો મહાશતક નગરમાં

લાખેણો નર થઈ ગયો હતો. એનો ન્યાય, એનો વેપાર વણજ, એની લેણદેણ અપૂર્વ હતી. કોપનો આતશ તો જાણે ઠરીને હિમ થઈ ગયો હતો. મન તો એવું મોટું થઈ ગયું હતું કે કોઈ આક્ષેપ–વિક્ષેપ છબતા જ નહીં. પ્રેમનો તે અવતાર બનતો ચાલ્યો હતો. જેણે સંસારનાં સુખદુ:ખ સમજ્યાં નહોતાં, એને હવે એનું ભાન થતું હતું.

મહાશતક મીઠો મહેરામણ બનતો ચાલ્યો હતો. હજારો એનાં જળ પીને તૃપ્ત થતાં હતાં.

હવે તો માનાપમાન કે સુખદુ:ખ જેવું પણ એને ન લાગતું. ભરી સભામાં આવીને રેવતી ગમે તેમ બોલી જતી, તો પણ એ ન ઉશ્કેરાતો. ધીરેથી એ સહુને ઉદ્દેશીને કહેતો:

“ ભાઈ, માનવ–દિલનાં દર્દ બુઝવા અઘરાં છે. પ્રિય ને અપ્રિય એ તો આપણી ભ્રમણા છે. વાસ્તવમાં કોઈ પ્રિય કે અપ્રિય નથી. આપણી વૃત્તિ જ એને એ રૂપમાં નિહાળે છે. ”

વાહ રે રેવતી ! તેં ખરો નાથ્યો મહાશતકને ! હવે એનામાં નથી એ જૂના ધમધમાટ ! નથી એ ખુમારી ! શેરીની રજથીય એ નમ્ર બનતો ચાલ્યો છે. કદી અડવાણે પગે, કદી ખુલ્લે મસ્તકે એ ચાલે છે. મોટાઈના મોહ તો જાણે મરી ગયા છે.

પોષધશાળામાં એ વધુ રહે છે. ચિંતન વિશેષ કરે છે. કોઈ અનેરી જીવનસાધનામાં એ જઈ રહ્યો છે.

૩

રાજગૃહીમાં અમાઘાતનો પડહ વાગતો હતો. રાજની

આજ્ઞા પ્રમાણે એ દિવસથી પશુવધ એ ગુનો હતો. શાંત, દાંત મહાશતકે રેવતીને આ વાતની ખબર આપી, અને સાથે સાથે કહ્યું:

"પાશેરનું પેટ ભરવા માટે આટલા મોટા જુલમ ખરેખર અયોગ્ય છે."

"એટલે સામાન્ય ગરીબની જેમ રોટલી ને ભાત ખાઈને મારે જીવવું? તમારા વર્ધમાને શિખવ્યું હશે?'

"હા, રેવતી, એ તો કહે છે, કે કુદરતના ત્રાજવામાં કીડીને કણ ને હાથીને મણ મળે એવી વ્યવસ્થા છે. શ્રીમંતોએ એ વ્યવસ્થા તોડી નાંખી છે. એમણે વધુ ખાઈને—વધુ ભોગવીને સંસારમાં ભૂખમરો પેદા કર્યો છે."

"એ વાત બરાબર છે. હવે એક વર્ગ એવો પણ જોઈએ કે જે સ્વેચ્છાએ ભૂખ વેઠે. ત્રાજવાં બરાબર થઈ રહેશે. એથી ગરીબને કણ મળી રહેશે, હાથીને પણ મણ મળી રહેશે."

"કેવી સુંદર દલીલ! રેવતી, તેં કહ્યું તે સાચું છે. ભગવાન વર્ધમાનનો એ જ માર્ગ છે. સંસારને ભોગવવાનો રોગ લાગ્યો છે, ત્યારે એણે ત્યાગમાત્રને ધર્મ લેખ્યો છે. આપણાં પાપનાં એ પ્રાયશ્ચિત્ત કરે છે, પણ આ બધું તું કેમ સમજે! પરભવની બીકે નહિ તો રાજભયની બીકે પણ તારે સમજવું પડશે."

"રાજઆજ્ઞાનો અર્થ એ નથી કે તમે બહારથી કંઈ ન મંગાવી શકો. હું મારા મહિયરથી હમેશાં દાસ દ્વારા મંગાવી લઈશ. જ્યાં સુધી સાધુ ન થાઉં ત્યાં સુધી મારાથી

આ વિલાસનો, આ ખાનપાનનો ત્યાગ નહીં થઈ શકે. માંસ વગર મારું સ્વાસ્થ્ય કેમ જળવાય ? ”

મહાશતકે વિચાર્યું કે વિલાસપ્રધાન આ સ્ત્રીને વશ કરી શકે એટલી બળવાન વૃત્તિઓ પોતાની પાસે નથી. એ માટે સાધનાની જરૂર છે. એક દહાડો એણે કાચબાની જેમ પોતાના સર્વ વ્યાપાર સંકોચી નાખ્યા, ને જ્યેષ્ઠ પુત્રને બધું ભળાવી પૌષધશાળામાં નિવાસ કર્યો. કુક્ષિસંબલ વ્રતને ધારણ કર્યું. મનન ને ચિંતનમાં ડૂબી ગયો. એની કાયા કૃશ થઈ ગઈ.

ઘણા દિવસો થયાં રેવતી દેખાણી નહોતી. એ યથેષ્ટ ભોગ–વિલાસમાં કાળ નિર્ગમન કરતી હતી. પણ આજ એકાએક જેઠ મહિનાની વાદળી જેમ એ ધસી આવી. એના સુગંધી કેશ છૂટા હતા. કપાળ પરની દામણી અવ્યવસ્થિત ઝુલતી હતી. ઝીણું ઉત્તરીય સરી ગયું હતું ને કંચૂકી પણ શિથિલ હતી.

“ એ અલબેલા, આ ધુતારાવેડા શું આદરીને બેઠો છે ? ભૂખે મર્યે તે કંઈ સ્વર્ગ મળે ? તો તો આ બધા ભિખારી મરીને દેવ થવાના ! ને ભલા, સ્વર્ગ તો કોણે જોયું ? અને સ્વર્ગમાં જે છે, એ બધું શું અહીં નથી ? ”

મહાશતક નિરુત્તર રહ્યો.

રેવતી આગળ વધી : “ તું સ્વર્ગની લાલચમાં લપટાયો છે, દેવ અને દેવીઓમાં પડયો છે. તને દેવાંગનાના પયોધરો ગમે છે, ને ઘરની સ્ત્રીના નહીં ? ધરાઈ ગયો મારાથી એટલે હવે સ્વર્ગની સ્ત્રીઓની ઝંખનામાં બેઠો. ધુતારો ! ”

રેવતીની પાછળ આવેલા ટોળાએ રેવતીની વાતને ઉલ્લાસભેર ઉપાડી લીધી.

મહાશતક ઠંડા પાણીની માટલીની જેમ શાંત છે. આવાં અપમાન એના મન–સાગરની એક પણ ઊર્મિને ચંચળ કરી શકે તેમ નહોતા.

“ શેરડીમાં રસ હતો ત્યાં સુધી પીધો. હવે રસ વહી ગયો એટલે નવી રસભરી શેરડીની શોધમાં તપ કરવા બેઠો. સ્વર્ગસુંદરી કે મોક્ષસુંદરી વરવા માટે જ જો તારી ગડમથલ હોય તો આ સુંદરી હજી ખોટી નથી ! મહાશતક, મારા આશ્લેષમાં હજી એટલી જ મોહિની છે, મારા અંગોમાં હજી તેટલો જ આહ્લાદ ભર્યો છે, આ અધરોષ્ટમાં હજી એટલો જ કેફ છે, મારા અંગની કોમળતાની બરાબરી કરી શકે તેવી સ્ત્રી સ્વર્ગમાં પણ નહીં મળે. ” રેવતીની આંખોમાં ગર્વ અને દ્રઢતા હતાં.

‘ રેવતી, તારી આ પાશવિક કામલાલસા તારા આત્માને કોરી ખાશે. ’

‘ આત્મા ? ’ રેવતીએ દાંતિયા કરતાં જાણે આત્મા શબ્દને દાંત વચ્ચે ભચડી નાખ્યો; ‘ અરે ભગતડા ! જે દેખાય છે એને માનતો નથી, ને નથી દેખાતું એની પાછળ દોડે છે. વાહ રે તારો ધર્મ, વાહ રે તારો ગુરુ ! ’

રેવતી ખડખડાટ હસી પડી. આખું ટોળું હસી પડ્યું.

‘રેવતી, જેને હું ધિક્કારું છું, તે તું નથી: તારી વૃત્તિઓ છે. ’

“ વૃત્તિઓ છે ? કેવી છે એ વૃત્તિ ! વાહ રે તારો ગુરુ !

વાહ રે તારો ધર્મ !" ને રેવતી ફરીથી અટ્ટહાસ્ય કરી ઊઠી. પાછળનું ટોળું ચિત્કાર કરી ઊઠ્યું.

'મારા વ્રતની હાંસી ! મારા ધર્મની હાંસી !'

"ભાઈઓ, આ ભગતડાના ગુરુ વર્ધમાન છે." રેવતી જોરજોરથી બોલતી હતી. ટોળું એનો પડઘો પાડતું ખિખિયાટા કરતું હતું.

મહાશતક—શાંત સ્વસ્થ મહાશતક પળવાર વ્યગ્ર થઈ ગયો. એને પોતાની જાતને કોઈ રોળે તો લેશમાત્ર હાનિ નહોતી: પણ પોતાના પ્રભુનું અપમાન ! પોતાના પ્રિય ધર્મની અવહેલના ! એ મન પરનો કાબૂ ખોઈ બેઠો. એણે ગંભીર સ્વરે કહ્યું:

"રેવતી, સાંભળતી જા ! મારું જ્ઞાન કહે છે કે સાત દિવસમાં તારું મોત થશે."

"મોત !" રેવતીએ અટ્ટહાસ્યથી એના વાક્યનો તિરસ્કાર કરી નાખ્યો. એ ચાલી ગઈ. ઘેર આવી વિરામાસનમાં બેઠી. દાસીને મધુરસ આણવા આજ્ઞા કરી. ત્યાં તેને પેલા શબ્દો સાંભર્યા: "રેવતી, તારું સાત દિવસમાં મોત છે."

"મોત !" રેવતીએ હસવા યત્ન કર્યો, પણ ન હસી શકી. મધુ લઈને આવતી દાસીને એણે પ્રશ્ન કર્યો:

"શું કોઈ કોઈનું મોત ભાખી શકે ?'

"હા. મહાશતક જેવા જ્ઞાની અને ધર્મીષ્ઠને કોઈનું જીવન કે મૃત્યુ ભાખવું સહેલું છે."

રેવતીને એ દહાડે મધુમાં સ્વાદ ન આવ્યો. ભોજન

સહેજ સ્પર્શ કરીને છોડી દીધું. ઠેર ઠેર એવા જ પ્રશ્નોત્તર કરતી એ ફરવા લાગી.

વિલાસ એને ફિક્કા લાગવા માંડ્યા. અંગવિલેપન, ચંદનરસ ને દ્રાક્ષારસના જામ એની આંખે અકારા બન્યા. એની ઊંઘ ગઈ. મોતના પડછાયા એ દેખવા લાગી. એને રોગ લાગુ પડ્યો. એ બિછાનાવશ થઈ. સાતમે દહાડે રૂપગર્વિતા રેવતી ખરેખર મરી ગઈ.

૪

ફરી એક વસંત આવી છે. રાજગૃહીના ગુણુશિલ ચૈત્યમાં જ્ઞાતપુત્ર વર્ધમાન પધાર્યા છે. દર્શન-વંદન બાદ પ્રભુ મહાવીરે પોતાના પટ્ટશિષ્ય ગૌતમને હાક મારી કહ્યું:

"શ્રમણોપાસકે સત્ય હોય તો પણ અપ્રિય કરનારું કે અનિષ્ટ કરનારું ન કહેવું જોઈએ."

"જી!" ગૌતમે મસ્તક નમાવ્યું.

"માણસ ઈષ્ટ કે અનિષ્ટ કંઈ કરી શકતો નથી. એને કર્મમાં પ્રેરનારી એની વૃત્તિઓ છે—કર્મના સંસ્કાર છે; એટલે પાપ પર દ્વેષ હોઈ શકે, પાપી પર નહીં."

"તહત્તવચન.' ગૌતમને અનુભવ હતો કે જ્યારે જ્ઞાતપુત્ર આ રીતે કહેતા, ત્યારે કેવલ શ્રવણેન્દ્રિયથી જ કામ લેવાનું રહેતું.

"રાજગૃહીમાં વસતો મારો પરમ શ્રાવક મહાશતક જ્ઞાની થઈને ભૂલ્યો. એની જાત પરથી તો એણે માનાપમાન ભૂંસી નાખ્યાં પણ એના ધર્મ અને એના ગુરુનાં માના-

પમાન માટે એ ધૈર્ય ધરી ન શક્યો. જે રેવતીએ એને કસોટીએ ચડાવી સુવર્ણ બનાવ્યો, એની જ એણે હત્યા કરી."

"હત્યા ?"

"હા. સત્ય વચનની તલવારથી. વસ્તુ પવિત્ર કે અપવિત્ર નથી. ભાવના જ એને પવિત્ર કે અપવિત્ર બનાવે છે. એણે હૃદયદૌર્બલ્ય દાખવ્યું. સત્ય ગમે તેવું હોય પણ અનિષ્ટ કરનારું તો ન જ હોવું ઘટે. તું ત્યાં જા ને પ્રાયશ્ચિત્તથી એને શુદ્ધ કર!'

જ્ઞાતપુત્રના મહાન સંદેશવાહક ઇંદ્રભૂતિ ગૌતમ મહાશતક પાસે ગયા. મહાશતકે તેમને વાંદ્યા, ને ભગવાનની કુશળતા પૂછી. ગૌતમે પ્રાયશ્ચિત્તની આજ્ઞા સંભળાવી.

લઘુકર્મી મહાશતકે પોતાની કુભાર્યા પત્નીને હણ્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું, ને વ્રતને ઉજમાળ કર્યું.



# સાધ્ય અને સાધન

[વાર્તા ચોથી]

ચિત્રકૂટના મહાન વિહારના મહાન આચાર્યે એક દિવસ શિષ્યોને ભયંકર આજ્ઞા કરી.

" પાપ જાણ્યા વિના પુણ્યની પ્રતિકૃતિ ન રચી શકાય. ચોરને નાણ્યા વગર શાહુકારનું સ્વરૂપ પિછાની ન શકાય. માટે જ અધર્મને પૂરેપૂરો જાણ્યા વગર ધર્મસ્થાપન ન થઈ શકે. "

શિષ્યો ગુરુની આ અવળવાણી શ્રદ્ધાથી સાંભળી રહ્યા. પરમ જ્ઞાનમૂર્તિ ગુરુદેવ આ સંભાષણ કેમ કરતા હશે, તે કોઈ ન સમજી શક્યું. ગુરુવાણી આગળ ચાલી.

" કોઈ પણ સ્થંભને ભૂમિમાં રોપ્યા પછી આમતેમ ખૂબ હલાવી જોવાની જરૂર છે. પાત્રમાં અનાજ ભર્યા પછી એને હાલકડોલક કરવું પડે છે. સાચું ધર્મરહસ્ય પામતાં પહેલાં તમારા પાત્રમાં અધર્મનો અવકાશ ( સ્થાન ) તો નથી ને, એ પારખવું જરૂરી છે. શત્રુ પર વિજય મેળવતાં પહેલાં ડાહ્યો સેનાપતિ શત્રુદળમાં ચેનકેન પ્રકારેણ રહી આવે છે, શત્રુનો અની એનો ભેદ લેતો આવે છે, અને પછી શત્રુને જીતે છે. "

"ગુરુદેવ, આપની આજ્ઞા વિશેષ સ્પષ્ટ કરો!"

"મારા પ્રિય શિષ્યો, મારી આજ્ઞા—મારું વક્તવ્ય સ્પષ્ટ કરું છું. મિથ્યા જ્ઞાનથી વ્યાપ્ત આપણા પ્રતિસ્પર્ધીના વિહારમાં જવાનું, એ વિહારના એક નમ્ર છાત્ર થવાનું, છાત્ર થઈને એના મંત્ર, એનાં શાસ્ત્ર, એનાં રહસ્ય જાણી લાવવાનું."

"ગુરુદેવ, આપની વાર્તા સત્ય હશે. અશ્રદ્ધા અમારામાં કદીય ન હો. ગુરુ–આજ્ઞા ઉલ્લંઘવાનું પાપ અમને કદી ન સ્પર્શો. પણ આપ જાણતા જ હશો કે જો તેઓને જરા પણ ભેદની જાણ થાય તો પ્રતિસ્પર્ધીનાં કમકમાટી ભરેલાં મોત આણવામાં તેઓ હર્ષ માને છે ને ધર્મ કલ્પે છે."

"વત્સો, હું જાણું છું. સાથે એ પણ જાણું છું, કે વિદ્યાનું સાચું રહસ્ય મૃત્યુનો ભય તજ્યા વગર પ્રાપ્ત થતું નથી. મૃત્યુ તો જીવનનું દ્વાર છે. જાણો છો કે પ્રસુતિમાં મૃત્યુભય સામે હોવા છતાં કોમળ યુવાન માતા પુત્રનો જન્મ આપવા શા માટે ઘેલી હોય છે?"

"તથાસ્તુ. ગુરુદેવ, અમે તયાર છીએ. આજ્ઞા આપો!"

વિહારનો પ્રત્યેક વિદ્યાર્થી છાતી ફુલાવી, હાથ જોડી નત મસ્તકે ઊભો હતો. ધર્મવિજય માટે પ્રાણાર્પણનો ઉલ્લાસ એમના ચહેરાને પ્રફુલ્લિત કરી રહ્યો. ગુરુદેવની પસંદગીનો કળશ કોના પર ઢોળાય છે, એની સહુ રાહ જોઈ રહ્યા હતા.

"એક હંસ!" ગુરુદેવે ધીમે સ્વરે કહ્યું.

પંદર વર્ષનો કિશોર, હજી ગાલ પરથી બાલપણની રમણીય લાલી ઊતરી નહોતી: એવો બાળક આગળ આવ્યો.

એની હરણબાળના જેવી મોટી આંખોમાં જ્ઞાનનું તેજ હતું, બ્રહ્મત્વની ખુમારી હતી. એણે ગુરુની પવિત્ર ચરણરજ મસ્તકે ચડાવી.

"બીજો પરમહંસ !" મેઘમાળાની પાછળથી સ્વર આવે એવો ગંભીર સ્નેહાર્દ્ર અવાજ આવ્યો.

અઢાર વર્ષનો, ઉગતી તરુણાવસ્થાવાળો પરમહંસ આગળ આવ્યો, નમ્યો ને ગુરુની ચરણરજ મસ્તકે લીધી.

પણ ગુરુદેવનાં વિશાળ ચક્ષુઓમાં આ લાલાશ શી ? બારે મેઘ તૂટી પડતાં પહેલાંની ભયંકર મૌન શાન્તિ કેવી ! કારણ ગુરુદેવના એ બંને પ્રિય શિષ્ય હતા એટલું જ નહિ, બધા શિષ્યોમાં શિષ્યરત્ન હતા અને શિષ્યરત્ન હતા એટલું પણ નહોતું.–એમના સગા પ્રાણસમ પ્રિય ભાણેજ હતા.

સાક્ષાત્ યમરાજાની કાળદંષ્ટ્રામાં સગે હાથે ગુરુદેવ પોતાના પુત્રોને ધકેલી રહ્યા છે. અને તે પણ કેવા ? મહા-વિહારના ગૌરવસમા, સરસ્વતીની સાક્ષાત મૂર્તિસમા, ગુરુ-દેવની જીવન્ત કવિતા સમા.

"વત્સો ! કર્તવ્યની વેદી હમેશાં મમતાનાં બલિદાન માગે છે. મારા જીવનથીય અધિકી મમતા જેના પર છે, એવા હંસ તથા પરમહંસને મારી આજ્ઞા ને મારા આશી-ર્વાદ છે કે વિહારનું ગૌરવ વધારી સ્વત્વનું ભાન ન ભૂલે."

ભરેલા નિર્મળ આકાશમાંથી બે ઉજ્જવલ નક્ષત્ર ચાલ્યા જાય એમ બંને કિશોરો મસ્તક પર ગુરુનો આશીર્વાદ ચડાવી, ખભે માધુકરીનાં સાધનો લટકાવી ચાલી નીકળ્યા.

૨

પ્રતિપક્ષીઓના મહાન મગધ–વિહારની શોભા અપૂર્વ છે. ક્યાં પોતાનો સંન્યાસીનો વૈભવ ધારતો ચિત્રકૂટનો વિહાર ને કયા સમ્રાટના વૈભવને ઝાંખો પાડતો આ મહાવિહાર. આર્યાવર્તના અનેક ચક્રવર્તીઓના મુગટો એની પવિત્ર ધુલિથી પાવન થતા. આ વિહારના પ્રવેશદ્વારમાં જે વિદ્યાનો અર્થી પ્રવેશતો એનાં વિદ્યાતેજ અપૂર્વ ઝળહળી ઊઠતાં. આ વિહારનું નામમાત્ર એને કીર્તિ અપાવતું.

દેશદેશથી વિદ્યાના અર્થીઓ અહીં આવી ભૂખ્યા રહી—અર્ધ પેટે રહીને ખુલ્લા આકાશ નીચે ને તપતી ધરતી પર આસન લગાવીને વિદ્યાનું અધ્યયન કરતા.

સૌમ્ય, શાંત ને વિનયની મૂર્તિ સમા હંસ ને પરમ-હંસ તરત વિદ્યાપીઠમાં પ્રવેશ મેળવી શક્યા. જેટલી ઝડપે એમને પ્રવેશ મળ્યો, એટલી ઝડપે વિદ્યા મળવા લાગી. દૂધમાં સાકરની જેમ તેઓ આ નવા જીવનમાં ઓતપ્રોત થઈ ગયા. એમનો વિનય, એમનો વિવેક, એમની વિદ્યા-ભિરુચિ ઉદ્યાનમાં મહોરતા બકુલની જેમ મહેકી ઊઠી. એમની સ્વાધ્યાયની તમન્ના આખા વિહારમાં ઉદાહરણીય બની.

આ વાતે કેટલાક છાત્રોમાં તેજોદ્વેષ પ્રેર્યો. તેઓએ આ બે મહા–વિદ્યાર્થીનાં છિદ્ર જોવાં શરૂ કર્યાં. એમની દરેક ક્રિયા પર લક્ષ આપવા માંડયું; પણ પરાજિત કરી શકાય તેવું એકે છિદ્ર ન લાધ્યું. પ્રભાતના જેવું પવિત્ર એમનું જીવન ને મધ્યાહ્ન જેવું ઉગ્ર એમનું તપ હતું. એમની જિજ્ઞાસા, એમની તિતિક્ષાને કોઈ પહોંચી શકે તેમ નહોતું.

પણ તેજોદ્વેષીઓને અચાનક એક વાત સાંપડી ગઈ. રોજ પ્રાતઃકાલે આ બે બાળકો એક પ્રતિકૃતિ તૈયાર કરતા. એ ઇષ્ટદેવની પ્રતિકૃતિ જેવી ભાસતી. ટૂંક ઉપાસના બાદ એને પાસેના જલકુંડમાં પધરાવી દેતા. આછી આછી રેખાઓમાં અંકિત થતી આ ઇષ્ટદેવની પ્રતિકૃતિમાં ને આ મહાવિહારના ઇષ્ટદેવની પ્રતિકૃતિમાં ઉપલક નજરે કંઈ ભિન્નતા દૃષ્ટિગત ન થતી: પણ આ તો છિદ્રાન્વેષી નજર! દૂધમાંથી પોરા ખોજનારું ખારીલું માનસ!

એ નજરોએ પારખી લીધું કે આ પ્રતિકૃતિ તો આપણા વિરોધી દેવની. એમણે જાણી લીધું કે નક્કી આ બે પંખી કોઈ બીજા માળાનાં છે. તેમણે પરીક્ષા કરવાનો નિર્ણય કર્યો.

બીજે દિવસે મહાવિહારના પગથિયે પરમહંસના ઇષ્ટ-દેવની પ્રતિમા ચિતરાયેલી હતી. પ્રતિપક્ષીને અપમાન દેવામાં સ્વધર્મની સેવા કર્યાનો અભિમાની એ યુગ હતો. સહુ હોંશથી એના પર પગ મૂકીને ચાલ્યા ગયા, પણ વિદ્યામૂર્તિ હંસ ત્યાં આગળ આવીને થંભી ગયો. પરમહંસનું મસ્તક દૂરથી જ નમી ગયું. તેણે પોતાના ઉત્તરીય વસ્ત્રથી મુલાયમ હાથે પથ્થર પરની રેખાઓને લૂછી નાખી.

આવા બેએક પ્રસંગો ઘટી ગયા. તેજોદ્વેષીઓને પૂરી ખાતરી થઈ કે આ બે પંખીડાં નક્કી કોઈ ભેદભર્યા માળાનાં છે. એ ઊડી જાય અથવા મહાવિહારના મુખ્ય શાસનાધિ-પતિની ક્રોધાગ્નિમાં ભુંજાઈ જાય તો જ શાંતિ થાય.

પંખીડાં સાવધ તો હતાં જ, પણ વિદ્યાના મર્મનો છેલ્લો તબક્કો વીતતો હતો. અધૂરા કાર્યે પાછા ફરવું એમને માટે અશક્ય હતું. છેલ્લી એ પળ પણ આવી. એમને કાર્યસિદ્ધિનો ગર્વ સાંપડી ગયો. ઉછળતું યૌવન, ભરપૂર વિદ્યા ને મર્મપ્રાપ્તિનો ગર્વ: આવતી કાલે તો ડંકાની ચોટ પર પ્રતિપક્ષીઓને વાદમાં હરાવી શકાશે, પોતાનો વિજયધ્વજ અવિજેય રીતે ફરકાવી શકાશે, ગુરુદેવના જીવનસાર સમો ધર્મવિજય સિદ્ધ થશે.

છેલ્લી પળે—પ્રસ્થાનની મહાન પળે, રોજ રોજ પગથિયા પર અંકાતી ને ભુંસાતી ઈષ્ટદેવની પ્રતિકૃતિમાં એક દિવસ તેઓએ થોડો સુધારો કરી દીધો. પદ્માસન માટે જોડેલા સંયુક્ત બે હાથને જુદા કરી ઉપદેશ દેતા બતાવ્યા. વિદ્યાભ્યાસ માટે આવતા ને હર્ષભેર એ આકૃતિ પર પગ મૂકીને જતા વિદ્યાર્થીઓ રોજની જેમ પ્રવેશવા લાગ્યા. અચાનક કોઈની નજર સત્યતા શોધી વળી. એણે આગની જ્વાલા જેવો ચિત્કાર કર્યો.

"અરે, આ તો આપણા મહાપ્રભુની...."

"શાન્તમ્ પાપમ્." મહાવિહારના શિક્ષકો સ્તબ્ધ બની ખડા થઈ રહ્યા. ને પછી જોરજોરથી બોલવા લાગ્યા. "આ રૌરવ નરકનો અધિકારી કોણ છે? જલદી હાજર કરો!"

"અરે, પેલા હંસ ને પરમહંસ!" તેજોદ્વેષી છાત્રોએ તરત કલ્પી લીધું.

"જલદી મહાવિહારના શાસક સામે પ્રાયશ્ચિત્ત માટે રજૂ કરો!"

"પણ છે ક્યાં ?"

એક જણે તપાસ કરીને દોડીને પાછા આવતાં કહ્યું: "નાસી છૂટયા. અરે, આપણા પક્ષના પ્રાણસમી વિદ્યા લઈને એ પાપીઓ નાસી છૂટયા, આપણા પ્રભુની મહા અપ્રતિષ્ઠા કરીને એ અધર્મીઓ અલોપ થયા."

"જાઓ, નગરરક્ષકને મારું નામ આપી, સશસ્ત્ર ઘોડ-સવારો સાથે એમનો પીછો પકડો. અધર્મનો નાશ એ તો આપણું જીવનસૂત્ર છે." મહાવિહારના શાસકનો પ્રચંડ છતાં ગંભીર અવાજ આવ્યો.

કબૂતરોની પાછળ જાણે બાજ છૂટયા. તીરકમાનવાળા સૈનિકોએ પોતાના ઘોડાઓને વહેતા મૂક્યા. એમના હાથ ધર્મદ્રોહીઓના લીલા મસ્તકનું નિશાન વીંધવા તત્પર હતા. એમનો હૈયાઉલ્લાસ મહાવિહારના મહાશાસકની શાબાસી માટે અધીરો હતો.

હંસ ને પરમહંસ ઠીક ઠીક પંથ કાપી ચૂકયા હતા, પણ ક્યાં મનુષ્યના પગ ને ક્યાં અશ્વના પગ ! સરર કરતાં બે તીક્ષ્ણ ફણાવાળાં વિષઝરતાં તીર એમની પીઠમાં ભોંકાયાં. બંનેએ એક કારમી ચીસ પાડી. ગુરુચરણનો સ્પર્શ પામવાની અદમ્ય ઇચ્છા એમના હૃદયમાં જોર કરી ઊઠી. હંસે પરમહંસની પીઠમાંથી તીર ખેંચી લીધું, પરમ-હંસે હંસની પીઠમાંથી. એક બીજાના ઉત્તરીયનો પાટો બાંધી ખળખળ વહેતા લોહીને રોકયું.

પગની ગતિ તીવ્ર કરી, પણ નિરર્થક હતું. તીરંદાજ સૈનિકો પોતાની કળા બતાવી રહ્યા હતા. દોડતા સસલાને વીંધનારા એ ચાપોત્કટોને મન આ વાત તો સાવ સહેલ હતી.

યમરાજ સમા અશ્વારોહીઓ સમીપ હતા. એમની લોહીતૃષા અમાપ હતી. એક પછી એક તીર બંને બંધુઓના શરીરને ચાળણી કરી રહ્યાં હતાં.

" મોટાભાઈ, તમે આડે રસ્તે ચાલ્યા જાઓ. ગુરુદેવને સમાચાર આપો. હું શત્રુઓને ખાળી રાખું છું. "

" તું જા, હંસ ! એ કાર્ય હું કરીશ ! "

" ના, વડીલ બંધુ ! અત્યંત લોહી વહેવાથી હું ક્ષીણ થયો છું. મારાથી નહીં દોડાય, તમે ત્વરા કરો ! ગુરુદેવને મારા અન્તિમ પ્રણામ કહેજો ! "

પરમહંસ વીજળી વેગે નીચેની કંદરામાં સરી ગયો. હંસે છેલ્લી પળ સુધી પીછો લેનારાઓને રોકી રાખ્યા; પણ બીજાં બે તીરોએ એનું કામ ખલાસ કર્યું.

હંસ ભૂમિ પર ઢળી પડ્યો. એના પ્રાણ ઊડી ગયા. મૂંગા દેહમાંથી ગરમ ગરમ લોહીની નદીઓ વહી રહી.

" મહાપ્રભુના અપરાધી, લેતો જા તારી સજા. " એક ઉત્સાહી ધર્મવીરે ચમકતી તલવારથી હંસનું મસ્તક ધડથી છૂટું કરી નાખ્યું. રેશમ જેવાં સુંવાળાં, કાળાં ભમ્મર ઝુલફાંવાળું મોં મંદ મંદ મરકી રહ્યું હતું. અર્ધખીડ્યા અધરોષ્ઠમાંથી ' ગુરુદેવ પ્રણામ 'નો મંદમંદ ધ્વનિ જાણે હજી નીકળી રહ્યો હતો.

"કૂતરાઓ, રૌરવ નરકમાં તમારો વાસ થાઓ." બીજા ધર્મભક્તે મસ્તકને લાત મારી.

છેવટે ચિત્કાર ઊઠ્યો. ગગનભેદી ગર્જારવ થયો.

જય હો મહાપ્રભુનો !

૩

ચિત્રકૂટના વિહારમાં પરમહંસ પહોંચ્યો ત્યારે ગુરુદેવ છાત્રોને પોતાના નવીન ગ્રંથની કારિકા સમજાવી રહ્યા હતા. શિષ્યો ને ગુરુ લયલીન હતા. અચાનક દ્વાર પર અવાજો થવા લાગ્યા.

જ્ઞાનમૂર્તિ ગુરુદેવે પોથીનાં પૃષ્ઠ નીચે મૂકી દ્વાર તરફ નજર કરી. કોઈ બે માણસો કોઈ માનવદેહને ઝોળીમાં નાખીને લઈ આવતા હતા. એ ઝોળીમાંથી તાજું લોહી ટપકતું હતું. ઝોળી ઠેઠ વિહારમાં આવીને અટકી. શબમાં પ્રાણસંચાર થાય, એમ એક દેહ ધીરેથી બેઠો થયો.

"ગુરુદેવ, હંસ હણાયો, હું પણ આ ચાલ્યો. આ રત્નમણિને બધી વિગત કહી છે. આજ્ઞા, ગુરુદેવ પ્રણામ !"

ગુરુદેવના ચરણ પાસે એ દેહ નિશ્ચેતન થઈ ઢળી પડ્યો.

"કોણ પરમહંસ ? વત્સ, તને કોણે હણ્યો ? હંસની પણ હત્યા કોણે કરી ?"

"મગધના મહાવિહારના રક્ષકોએ."

તપોમૂર્તિ ને જ્ઞાનમૂર્તિ ગુરુદેવ બે ક્ષણ અવાક્ બની ગયા, થોડી વારે બોલ્યા:

"રત્નમણિ, બધી કથા વિસ્તારથી કહે!"

રત્નમણિ કથા કહેવા લાગ્યો. મહાન સિદ્ધાંતકાર, અજોડ દર્શનશાસ્ત્રી, મહાન ચિંતક સ્તબ્ધ બનીને બેસી રહ્યા. એમના કાનમાં જાણે રત્નમણિ સીસાનો ગરમ રસ રેડી રહ્યો હતો. કથા પૂરી થઈ. થોડી વાર ગુરુદેવ ચિત્રવત બેસી રહ્યા, પછી હસ્યા. એ હાસ્ય ભયંકર લાગ્યું. એ બોલ્યા:

"વિદ્યાર્થીઓ, આજનો દિવસ અનધ્યાયનો છે. હંસ ને પરમહંસ ધર્મ માટે અર્પણ થયા. એ જીતી ગયા. એવા જીવનોત્સર્ગની તો આપણને ઈર્ષ્યા થવી ઘટે. જાઓ, આજનો દિવસ પ્રાર્થનામાં ગાળો!"

પ્રાર્થના માટે વિદ્યાર્થીઓને વિસર્જન કરતા ગુરુદેવનો ચહેરો દૃઢ સખતાઈથી બીડાઈ રહ્યો હતો. એમનાં નેત્રો સ્થિર થઈ ગયાં હતાં. મૌન બની બેઠેલા શાંતમૂર્તિ ગુરુદેવ આજે બિહામણા લાગ્યા.

અરેરે! સુંદર તરંગાવલિઓથી લહેરાતા સ્વચ્છ સાગરમાં વડનાવલ ભભૂકવાની તૈયારી કરતો લાગે છે. પણ ગુરુદેવની કરડી મુખમુદ્રા સામે કોઈના ઓષ્ઠ હલી ન શક્યા.

થોડી વારે ગુરુદેવે પાસે ઉભેલા રત્નમણિને પ્રશ્ન કર્યો:

"ઈષ્ટદેવનું રોજ અપમાન થતું, એમ કે?"

"હા, પ્રભુ!"

"સશસ્ત્ર ઘોડેસવારોના તીરોએ તમને વીંધી નાખ્યા!"

"હા, તીર ઝેરની ફણાંવાળાં હતાં, પ્રભુ!"

"વારુ, અને પછી ઘાયલ–મૃત્યુમુખ એવા તરુણ હંસનું મસ્તક પણ કાપી નાખ્યું ?"

"હા, મહર્ષિ! પછી એને ઠોકરે ઊડાવ્યું, થૂંક્યા, હાંસી કરી."

"ઠોકરે ઉડાવ્યું ? હાંસી કરી ? થૂંક્યા ?" જ્ઞાનમૂર્તિ ગુરુદેવ જાણે શબ્દોની ટીકા રચી રહ્યા હતા: "વારુ, જાઓ પ્રાર્થના કરો! અનિત્ય ભાવના ભાવો! પરમહંસને યોગ્ય સંસ્કાર કરો!"

સ્વસ્થતાની મૂર્તિસમા ગુરુદેવે રત્નમણિને વિદાય કર્યો. એમના અંતરમાં કોઈ દાહ પ્રગટ્યો હતો. એના પ્રચંડ ભડકા એમની શાન્તિને વારે વારે હણી લેતા હતા. નિર્વૈર થવા ક્ષમાના તમામ શાસ્ત્રપાઠોનું તેમણે શરણ શોધ્યું. શાન્તિ લાધી, પણ ક્ષણિક! અચાનક અંતરમાં જાણે કોઈએ વેરની હાકલ કરી. એમાં મમતા ઝગતી હતી, શાસનગર્વ ગાજતો હતો, ધર્મઝનૂન ખૂની પંજા પ્રસારતું હતું. એ ભડકાઓને શાન્ત કરવા પ્રાર્થનારૂપી વારિ સીંચવાનું એમણે યોગ્ય ધાર્યું.

એમણે એકાંત શોધ્યું. વિહારના એક ભૂગૃહમાં તેઓ પ્રવેશ્યા. ચારે તરફ શાન્તિ હતી. ચકલાનો પણ ત્યાં પ્રવેશ અશક્ય હતો. એમણે પ્રાર્થના આરંભી. પ્રાર્થનાને યોગ્ય નિર્મળ અંતઃકરણ માટે ભાવનાઓ ભાવવી શરૂ કરી.

અચાનક અંતરમાં કોઈ બોલ્યું. "ઠોકરે ઉડાવ્યું, હાંસી કરી, થૂંક્યા!" તપોમૂર્તિએ અંતરના એ અવાજને મારવા યત્ન કરવા માંડ્યો. એમણે ધ્યાન, યોગ, સમાધિની પ્રક્રિયા યાદ કરી, પણ જે અવાજને દબાવવા એ યત્ન કરી

રહ્યા હતા, એ પુનઃ પુનઃ વધવા લાગ્યો હતો. કોઈ અટ્ટહાસ્ય કરતું કહેતું હતુંઃ “ શક્તિહીન માનવી, પ્રાર્થના કર્યે શાસન ટકતું હશે ? એ મહામૂલા તરુણનાં ખૂન અને તને આ આધ્યાત્મિક ચેડાં સૂઝે છે ? નથી તારામાં શક્તિ, નથી તારામાં બળ, નથી રહ્યા તારામાં મંત્ર ! આતતાયીઓને ભસ્મ કરી નાખ ! અધર્મને સંહારી નાખ ! નમો અરિહંતાણં ! અરિના હંતાને નમસ્કાર હો ! જે બાહ્યશત્રુઓને જીતી નહીં શકે, એ આંતર શત્રુઓને શું પરાજય આપશે ? ”

નિર્મળ આકાશમાં જાણે અજાણ્યો ઝંઝાવાત આવી પડ્યો. એ પ્યારા શિશુઓનાં બલિદાન ! કરુણ બલિદાન ભૂલ્યાં ભુલાતાં નહોતાં. જાણે કોઈએ છલાંગ મારી, કૂદકો માર્યો, વામન બનેલ સંન્યાસી વિરાટરૂપ ધારી રહ્યા.

“ ખૂન ! ખૂનનો બદલો ખૂન. રક્તનો બદલો રક્ત. ચિત્કારનો બદલો હાહાકાર ! છે રે કોઈ અહીંયાં ! ”

“ ગુરુદેવ, આજ્ઞા ! ”

“ કોણ રત્નદેવ, વારુ, એક મોટી કઢાઈ લાવ ! એમાં ભરાય તેટલું શુદ્ધ તેલ લાવ. ”

“ તેલ ? શા માટે ? ”

“ એ પ્રશ્નનો તને અધિકાર નથી. જા, જલદી કર ! ” શબ્દોમાં દુર્ધર્ષ પ્રતાપ હતો. શિષ્ય આજ્ઞા ઉઠાવવા ચાલ્યો ગયો, પણ એણે જોયું કે પરમ જ્ઞાનમૂર્તિ, પવિત્રતાની પ્રતિમા સમા ગુરુદેવ, જેઓ મુમુક્ષુ માટે મંત્રપ્રયોગ નિરર્થક કહેતા

તે જ આજે મંત્રના પૂજારી થઈ રહ્યા હતા. પ્રતિશોધ! પ્રતિશોધના પડઘા બધે ગૂંજતા હતા.

શિષ્યને જ્ઞાત હતું કે ગુરુદેવ કોઈ કાળે જબર મંત્રશાસ્ત્રી હતા. એમના મંત્રના ચમત્કારોએ આર્યાવર્તને ઘેલું કર્યું હતું. એ એક ફુંકે આગ લગાડી શકતા, એક ફૂંકે માટીમાંથી માનવ સર્જી શકતા, લીલાછમ આમ્રવૃક્ષને એક ફૂંકે ભડકે બાળવો, એ તો એમને મન રમતી હતી. પણ અચાનક એમના પર વૈરાગ્યનો અજબ રંગ લાગ્યો. એમના ગર્વને એક સાધ્વી સ્ત્રીએ ચુરમુર કરી નાખ્યો. સાપ કાંચળી ઉતારી નાખે એમ એમણે બધું છોડી દીધું, ને પરમ સાધુતા સ્વીકારી. કોઈ કોઈ મંત્રતંત્રપ્રેમી શિષ્યોના પ્રશ્નમાં એ કહેતા; "મેલી વિદ્યા મુમુક્ષુને ન ખપે!"

આજ ગુરુજી ફરીથી એ જ—જાતે છાંડેલી મેલી વિદ્યા તરફ દોરવાઇ રહ્યા હતા. વર્ષોની સાધના આજ પાણીમાં જતી હતી. મહાન આત્મા પતનની ગર્તા તરફ જઈ રહ્યો હતો. શિષ્યનું હૃદય ક્ષુભિત થઈ ગયું. એ ખિન્ન હૃદયે આજ્ઞાનો અમલ કરવા ચાલ્યો ગયો, પણ એણે ગુરુદેવની વર્તમાન મનોદશાના વર્તમાન બધે વિસ્તારી દીધા.

વિદ્યાસ્વામી ગુરુદેવને આજે આ પ્રતિશોધના માર્ગથી કોણ પાછા વાળે? વર્ષોની સાધુતાને સટોડિયાની જેમ એક ક્ષણમાં ઉડાવી રહેલ એ મહાન સાધુરાજને કોણ સમજાવે? ભોરીંગના દરમાં કોણ હાથ નાખે?

બે કિશોરોનાં કરુણ મૃત્યુએ, જે ગમગીની પ્રસરાવી નહોતી, એ ગુરુદેવના આ મહાન પ્રતિશોધે પ્રસરાવી.

વિહારનું ભૂગર્ભ મંત્રાક્ષરોથી ગુંજારવ કરી ઊઠ્યું હતું. સામે મોટી કઢાઈ તેલથી છલાછલ થઈ રહી હતી. ગુરુદેવ અત્યારે એ ગુરુદેવ નહોતા. એ શાન્તિ, એ સ્વાસ્થ્ય, એ સૌમ્યતા જાણે કદી હતી જ નહીં. એમની કદાવર પ્રચંડ મૂર્તિ ટટાર ઊભી હતી. એમના વાળ સીધા શિહોળિયા જેવા ખડા હતા. નેત્રોમાં ભયંકર લાલાશ હતી. સખત ઓષ્ઠ વારે વારે ભયંકર રીતે બંધ થતા ને ઊઘડતા. હાથીની સૂંઢ સમા એમના બાહુ શાપ આપવા વારંવાર લંબાતા હતા.

મંત્રવિધિ શરૂ થઈ. મંત્રોચ્ચાર ભૂગર્ભની જાડી દીવાલોને કંપાવી રહ્યા. મુખમાંથી સરતા પ્રત્યેક મંત્રબોલમાં વીજળીના ઝબકારા હવે દૃષ્ટિગોચર થતા હતા, પરાકાષ્ઠાની ઘડી નજીકમાં હતી. અચાનક કોઈ દ્વાર પર આવીને ઊભું રહ્યું. આવનાર ક્ષણભર સાધુરાજને ન પિછાની શક્યું. કોઈ મહાવેતાલનું કલ્પનાચિત્ર એની સામે ખડું થયું.

કોઈના પગસંચારથી વિધિમાં વિક્ષેપ પડ્યો. આગના ગોળા જેવી આંખો ફેરવતા મંત્રાધિરાજે પાછળ જોયું. સામાન્ય માનવી હોત તો એ ભયંકર મુખમુદ્રા નિહાળી ત્યાં ને ત્યાં જ ભડથું થઈ પડત.

પણ આવનાર નિશ્ચલ પગલે આગળ વધ્યું.

“કોણ માતાજી? અત્યારે? હમણાં ચાલ્યાં જાઓ, તમારું નારીહૃદય આ જોઈ શકશે નહિ. હવે ક્ષણ બે ક્ષણનો વિલંબ છે. આતતાયીઓનું પૃથ્વીના પટ પરથી સત્યાનાશ વળી જશે. હત્યારાઓ મૃત્યુવેદનાથી હાહાકાર કરી ઊઠશે.”

“ધન્ય ધન્ય સાધુરાજ! વાહ વાહ સંયમવીર!”

આવનાર સ્રી આગળ વધી, “ આ કઢાઈ ! આ તેલ ! વગર અગ્નિએ તેલમાં આ ઊભરા ક્યાંથી ? શા માટે આ બધું ? ”

“ માતાજી, હંસ ને પરમહંસના ખૂનની રક્તરંજિત કથા સાંભળી છે ? એ શોણિતના પીનારાઓ માટે આ સાધના છે. હવે પળ–બે પળની વાર છે. મારી શક્તિ તો જોજો! પ્રાર્થનાના બળ કરતાં મારું મંત્રબળ તો નિહાળજો. ક્ષણ–વારમાં તો આ કઢાઈનું તેલ મારા મંત્ર–સામર્થ્યથી ખદ-ખદવા લાગશે, એમાં પૂર આવશે; ઉભરા આવશે ને જ્યાં છાંટીશ ત્યાં જેમ ઉકળતા ચરૂમાં માખીઓ ઝંપલાવે તેમ એ આતતાયીઓ ઝડપાશે. એમના કરુણ જીવનભિક્ષા યાચતા સ્વરો ! હા, હા, હા ! સંસાર કાંપી ઊઠશે. માતા, દયા જાણે હું જાણતો નથી, કરુણા જાણે સંસારમાં જ નથી; આતતા-યીઓ જાણી જશે કે મારા શાસનની સામે આંગળી ચીંધ-વામાં પણ કેટલું જોખમ છે ? ”

ભયંકર અટ્ટહાસ્ય ગૂંજી રહ્યું. એના પડઘાથી દીવાલો ફાટફાટ થવા લાગી. ઉત્તેજનાની વસમી પળો વીતી રહી હતી.

“ સાધુરાજ ? આતતાયીઓનો સમૂળ નાશ કરશો ? ”

“ હા, હા, સમૂલ ! સર્વથા ઉચ્છેદ ! ”

“ સબૂર ! પણ આતતાયીઓની સંખ્યા કેટલી ને ક્યાં છે, તે જાણો છો ? ”

“ બરાબર જાણું છું. ચૌદસો ને ચુમ્માલીસ ! ”

“ ક્યાં રહે છે ? ”

“ મગધના મહાવિહારમાં ! ”

" ભૂલો છો ! એની સંખ્યા ચૌદ સો પિસ્તાલીસ છે. ને એ મગધના મહાવિહાર ઉપરાંત ચિત્રકૂટના આ વિહારમાં પણ મોજુદ છે. એક પણ આતતાયી જો સંસારમાં બચી જશે તો બીજા હજાર અનર્થકારીઓને જન્મ આપશે. "

" માતા, તૈયારી સંપૂર્ણ છે, એક પણ નહીં બચે ! મને વિલંબ પોસાતો નથી. શું એ પિસ્તાલીસમો આતતાયી આ વિહારમાં છે ? ક્યાં છે ? લાવો, બતાવો ! પકડો ! મારી વેરજ્વાલાનો એ પહેલો બલિ ક્યાં છે ? "

" તમારી પાસે જ છે, પ્રિય એવા હંસ ને પરમહંસના હણનાર આતતાયી ચૌદસો ને ચુમ્માલીસ : અને એ ચૌદસો ચુમ્માલીસને એકલા હાથે સંહાર કરનાર અજોડ આતતાયી તમે ! એકને બદલે એક સહસ્રના રક્તથી હાથને રંગિત કરનાર મહાન આતતાયીનો વિચાર કર્યો ? "

" કોણ હું આતતાયી ? શું કહો છો ? "

" હું શું કહું ? કહેવાનો અધિકાર મારો કે તમારો ? વાસના–વિજયના, ક્રોધ–મોહનાશના રોજ ઉપદેશ આપનાર તમે કે હું ? ક્યાં ગઈ તમારી પારગામી વિદ્યા ? ક્યાં ગઈ સાગરસમ તમારી શાંતિ ? ક્યાં ગઈ ત્રિલોકવિજયી તમારી વિચક્ષણતા ? ભૂલી ગયા વેર સામે ક્ષમાની વાતો ? અબધૂત ! ક્ષણવાર આપપણું–આપસ્વભાવ મેળવો. મારી વાત દીવા જેવી છે. "

" દીવા જેવી ? " ક્ષણભર સાધુરાજ વિચારમાં પડી ગયા. એમનો આવેશ કંઈક શાન્ત પડતો હતો. સારાસારની બુદ્ધિ જાગ્રત થઈ રહી હતી.

"અજ્ઞાનરૂપી તિમિરમાં આથડનારાઓને, જ્ઞાનરૂપી અંજનશલાકા આંજીને દેખતા કરનાર તમને હું શું કહું ? પ્રભુ ! ક્રોધ સંહરો ! "

એકએક ક્ષણુ મૂક શાન્તિમાં પસાર થઈ ગઈ. વિરાટસ્વરૂપ લાગતો દેહ વામન બનતો ચાલ્યો. થોડી વારે એ બોલ્યા. એ સ્વરોમાં દારુણુ વેદના ભરી હતી.

"માતાજી! બધું સમજાય છે, પણુ હંસ ને પરમહંસની હત્યા ભૂલી ભુલાતી નથી."

"એ હત્યાની જવાબદારી આપણી છે. ધર્મ માટે અધર્મનો આશરો આપણે લીધો, એનાં એ પાપ ! સાચી સિદ્ધિ માટે સાધન પણુ સાચું જોઈએ. તમે તો અન્યાયથી દ્રવ્ય મેળવી એનાથી ધર્મ કરનાર જેવી ભૂલ કરી."

"તો તેઓએ મારી હત્યા કરવી હતી, પણુ આ કિશોરોની ! "

"કાં ભૂલો છો, સૂરિરાજ ! એની હત્યાની સાથે તમારી હત્યા તો થઈ ચૂકી. શિરચ્છેદ એ માત્ર હત્યા નથી, દારુણુ વેદના સહેતાં જીવવું એ મૃત્યુ કરતાં ય વસમું છે. આપણે ભૂલ કરી. નિર્મળ સાધ્યની સિદ્ધિ અર્થે મેલું સાધન હસ્તગત કર્યું. ધર્મની ઇમારત ઊભી કરવાના ઉત્સાહમાં એના પાયામાં અધર્મ ધરબવામાં આપણે ધર્મ માન્યો."

"પ્રતિપક્ષીઓ પણુ એ જ કરે છે ને ! "

"યથાર્થ છે. પણુ એકે ભૂલ કરી, એટલે બીજાને ભૂલ કરવાનો પરવાનો મળતો તથી. એકે ભૂલ કરી એટલે

બીજાની ભૂલ ભૂલ મટી જતી નથી. અરે, બીજી ભૂલ પહેલી ભૂલની સાથે મળીને ચિરંજીવ બની જાય છે. એક આતતાયી બન્યો એટલે ઇન્સાફ બીજાને આતતાયી બનવાનો પરવાનો આપતો નથી. પાપ ગમે તે સ્થિતિમાં ને ગમે તે સ્વરૂપમાં પુણ્ય બની શકે જ નહીં. શબને ગમે તેટલું શણગારો, એમાં પ્રાણ પેદા નહિ થાય. ”

સરસ્વતીના અવતારસમા સાધુરાજ થંભી ગયા. આ પવિત્ર સાધ્વી સ્ત્રીના શબ્દોમાં જીવન–રસાયન હતું, ખોવાયેલા દિલનો આશાતારક હતો.

“ માતા, પણ હંસ–પરમહંસ ભૂલ્યા ભૂલાતા નથી. ”

“ ન ભુલાવા ઘટે. અધર્મના ઉપર અધર્મ્ય સાધનોથી ધર્મનો દિગ્વિજય કરવાના પાપનું પ્રાયશ્ચિત્ત પૂરું ન થાય ત્યાં સુધી, એમની સ્મૃતિ ભલે આપણને બાળતી રહે. કુંદનને તો તાપ જ શોભે. જે વૈરાગ્ય, જે વાસનાવિજયની સાધના માટે વર્ષો વિતાવ્યાં એની સિદ્ધિની આ દારુણ પળ છે. આવી મહામહિમામયી પળ તો સો ભવમાં એકાદ વાર આવે ! ક્રોધને શાંતિથી, વેરને ક્ષમાથી ને અપમાનને મહાનુભાવતાથી શોભાવવાની આ ઘડી છે. સાધુરાજ, તમારું પ્રકાંડ પાંડિત્ય, દિગ્વિજયી મેધા અત્યારે ક્યાં લુપ્ત થયાં ? હજારોનો તારણહાર આજ આમ આટલો બધો નિરાધાર કાં ! બે જીવ પૃથ્વી પરથી ચાલ્યા ગયા, એમાં આટલો બધો વલોપાત ! ”

“ હત્યાના ડાઘ સાથે મા, જીવવું ભારે પડશે. હંસ-પરમહંસનો અભાવ. ”

“ તમે જ કહેતા હતા કે અભાવ જ ઘણી વાર ભાવની પ્રતિમૂર્તિ બને છે. કોઈ સ્નેહાળ વિધવા, પોતાના હૃદયમાં પતિની કેવી સુંદર છબી ધારી રાખે છે? એકના એક પુત્રને અનન્તને ખોળે પોઢાડીને આવેલી–પુત્રહીન બનેલી માતાના વાત્સલ્યભર્યા હૈયાને નિહાળ્યું છે! પેલો બાળક ત્યાં અમર બનીને બેઠો હોય છે! તમારા ધર્મવિજયના પ્રયાસમાં હંસ ને પરમહંસ અમર બનીને આવી ઊભા. ”

“ ત્યારે પ્રતિશોધ ઝંખતા આત્માને શાંતિ મળે તેવો માર્ગ? ”

“ જ્ઞાનનો, તપનો, ત્યાગનો! અધર્મનો નાશ કરવા માટે અધર્મીના નાશની જરૂર નથી. સાચું જ્ઞાન આપો, સાચું તપ પ્રસારો! ધર્મનો સાચો સૂરજ ઝળહળાવો, અધર્મના અંધકારને જવા માટે કહેવું પડશે નહીં. શુદ્ધ સાધ્યની પ્રાપ્તિ માટે શુદ્ધ સાધન હોવાં ઘટે. તમ જેવા જ્ઞાનીને શું દુર્લભ છે? ”

“ આનું પ્રાયશ્ચિત્ત તું જ આપ! ગુરુપદને યોગ્ય જ્ઞાન તને જ છે. હું તો પોથીપંડિત ઠર્યો. મારું ગુરુપદ ઠગારું નીવડયું, મારા માટે ને બીજા માટે. મા, એક વાર જીવનના આરંભ કાળે પરોઢના તારલા જેવી તું, આવીને માર્ગ દાખવી ગઈ હતી. એ પછી તો વર્ષો વીત્યાં. હું વિદ્વાન, દિગ્ગજ વિદ્વાન, અપ્રતિમ શાસનસુભટ, ધર્મનો ધોરી બન્યો; પણ આજ આ ઘડીએ એ બધું છતાં હું કેવો અલ્પ બની રહ્યો? ને મા, આજના પાપની શિક્ષા એક બાળકને મા કરે તેમ મને કર! ”

“ હું શિક્ષા કરું ? મારી યોગ્યતા, મારી લાયકાત ? મમતાના વાધા વિલક્ષણ હોય છે. સાધુરાજ, તમારું પાંડિત્ય સહસ્રગણું પ્રકાશો, તમારો વૈરાગ્ય નિર્દંશ હો ? તમારો એક ગ્રંથ સિદ્ધર્ષિ જેવા વિદ્વાનને પરધર્મી થતા બચાવી શકે છે. પ્રારબ્ધે લેખિનીનું સામર્થ્ય ને શબ્દનું લાલિત્ય આપ્યું છે, વિદ્વત્તાનો સાગર ઉછળી રહ્યો છે; માનસિક રીતે થયેલી પ્રત્યેક હત્યાને એક એક ગ્રંથસાગરથી શુદ્ધ કરી નાખો ! આ વેર પણ કેવું અલૌકિક ! આ ક્ષમા પણ કેવી અજબ ! જગતના ઇતિહાસમાં ભલે પ્રતિશોધની પીયૂષધારા વહી જતી. સંસાર યુગોના યુગો સુધી એમાં ભલે સ્નાન કરી તૃપ્ત થાય ! ”

“ વારુ માતા ! એ પ્રતિશોધ મારો પ્રેરક હજો ! માતા, તને વંદન ! ”

“ સાધુરાજ, તમને વંદન. મેં તો આજ એક અમૃત-કુંભ રક્ષ્યાનું પુણ્ય હાંસલ કર્યું છે. અરે ! વિષનું બિંદુ પડતું પડતું રહી ગયું છે. ”

“ નીલકંઠની જેમ એ વિષ પણ મારી શોભા બનશે ધર્મનો વિજય ધર્મથી, અધર્મનો વિજય પણ ધર્મથી ! હંસ–પરમહંસના પવિત્ર આત્મ–સુગંધથી મારું વિદ્વાનનું હૈયું સદા મઘમઘતું રહેશે. વિરોધીને માન, પ્રતિપક્ષીને પ્રેમવચન ને અધર્મી પર આત્મકરુણા વિજયપ્રાપ્તિ માટે શ્રેષ્ઠ માર્ગ છે. મા, આજ છ દર્શનના પંડિત કહેવાતા હરિભદ્રનો ઉદ્ધાર થયો. તમને–મહત્તરા યાકિનીને તમારો ધર્મપુત્ર હરિભદ્ર વારંવાર વંદે છે ! ”

"જય હો મહામુનિ હરિભદ્રનો"

એ યુગપ્રધાન લેખિની નીચેના અક્ષરો આલેખી રહી.

**पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।**
**युक्तिमद् वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥**

મહાવીર પ્રત્યે મારો પક્ષપાત નથી, કપિલ તરફ મારો દ્વેષ નથી, જેનું વચન યુક્તિભર્યું હોય એ આદરણીય છે.




# સાધુવંદ્ય શ્રાવક

[ વાર્તા પાંચમી ]

**ધોમધખતા** બપોર હતા. કોલ્લાગ સંનિવેશના આંબાવાડિયાં વીંધીને આવતા ગ્રીષ્મના વાયરા માનવદેહને શેકી નાખવા મથતા હતા.

આ વેળા આર્યાવર્તના મહામાન્ય વિદ્વાન અને શ્રમણ ભગવાન મહાવીરના પટ્ટશિષ્ય ઇંદ્રભૂતિ ગૌતમ અડવાણે પગે ને ઉઘાડે મસ્તકે ભિક્ષાન્ન વહોરીને પાછા ફરતા હતા. એકલા જ હતા. દિગદિગંત વિજયી એ ઇંદ્રભૂતિએ આજે જાણે ભૂતકાળની તમામ સરસ્વતી–શોભા વિસારી દીધી હતી. 'મારું એ સાચું 'નો વિજયઘોષ આજે વિસરાઈ ગયો હતો. 'સાચું એ મારું ' એ જ એમનું જીવનસૂત્ર બન્યું હતું.

પૃથ્વીસરસાં નેત્ર ઢાળીને એ ચાલ્યા જતા હતા. ઋતુના તાપસંતાપની એમને જાણે લેશમાત્ર ખેવના નહોતી. અચાનક જનપ્રવાદ એમને કાને અથડાયો.

" દેવાનુપ્રિયો, કોલ્લાગ સંનિવેશના મહામાન્ય પુરુષ, ભગવાન મહાવીરના ગૃહસ્થ શિષ્ય, શ્રમણોપાસક આનંદ મૃત્યુપર્યન્તનું અનશન સ્વીકરી દર્ભની પથારીએ પોઢ્યા છે."

શ્રમણોપાસક આનંદના અનશનની વાત સાંભળી ગણુ-સ્વામી ગૌતમ થોભી ગયા. એમણે વિચાર્યું. "ઓહો ધન્ય ઘડી, ધન્ય પળ! ચાલો ત્યારે શ્રમણોપાસક આનંદને મળતો જાઉં. ફરી મળાય કે ન પણ મળાય."

ગણધર ગૌતમ પૌષધશાલા તરફ ચાલ્યા. અઢાર હિરણ્ય-કોટી નિધાનના ધણી, અને દશ દશ હજાર ગાયોના છ છ વ્રજોના સ્વામી, શ્રમણોપાસક આનંદ આખરી સ્થિતિમાં હતા, પણ તેમના ચહેરા પર ત્યાગનું ને વ્રતનું ભવ્ય તેજ ચમકતું હતું. ગૌતમને જોતાં જ તેમણે કહ્યું. "ભગવન્, અનશનના કારણે અતિશય દુર્બલ થઈ ગયો છું. કૃપા કરીને નિકટ પધારો તો ચરણસ્પર્શ કરી શકું."

દયાના અવતાર ગૌતમ નજીક ગયા. વંદન કરતાં કરતાં આનંદે પૂછ્યું: "ભગવન્, શું કોઈ ગૃહસ્થને ગૃહસ્થાશ્રમ ચલાવતાં ચલાવતાં અવધિજ્ઞાન થઈ શકે?"

"અવશ્ય. શ્રમણોપાસકને ગૃહસ્થાશ્રમ ચલાવતાં ચલાવતાં ય ત્રીજું મહાજ્ઞાન અવધિજ્ઞાન થઈ શકે છે."

આ સાંભળી શ્રમણોપાસક આનંદના ચહેરા પર એક દિવ્ય હાસ્ય ફરકી રહ્યું. તેણે કહ્યું: "પૂજ્યવર્ય, મને પણ તેવું અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે. અને તેના લીધે હું પૂર્વ–પશ્ચિમ ને દક્ષિણ લવણસમુદ્રમાં પાંચસો જોજન સુધી અહીં બેઠો નિહાળી શકું છું. ઉત્તરમાં હિમવદ પર્વત મને પ્રત્યક્ષ

છે, ને ઉપર આકાશમાં સૌધર્મકલ્પ સુધી ને નીચે પાતાલ-માં લોલચ્ચુઅ નરકાવાસ સુધીના તમામ રૂપી પદાર્થો હું જાણી ને નાણી શકું છું."

આનંદના અવાજમાં કોઈ સુંદર રણકો હતો. પાસે ટોળે વળેલાં પરિજનો તેમનું કહેવું આશ્ચર્યથી સાંભળી રહ્યા. લબ્ધિના ભંડાર ગૌતમસ્વામી પણ ક્ષણભર વિચારમાં પડી ગયા. થોડી વારે તેમણે કહ્યું. "આનંદ, શ્રાવકને અવધિજ્ઞાન થઈ શકે ખરું, પણ તમે કહો છો તેટલું દૂરગ્રાહી હોઈ શકતું નથી. તમે આ ભ્રાન્ત કથન કર્યું: તમારે એ માટે પ્રાયશ્ચિત્ત કરવું ઘટે!"

જ્ઞાની ગૌતમને આ રીતે કહેતા સાંભળી શ્રાવક આનંદે જરા વેગથી કહ્યું: "ભગવન્, જૈનશાસનમાં સત્ય પ્રરુપણા કરનારને માટે પણ પ્રાયશ્ચિત્ત છે ખરું?"

"ના."

"તો, દયાળુ, આપે જ પ્રાયશ્ચિત્ત કરવું ઘટે. આપે જ અસત્ય પ્રરુપણા કરી છે." આનંદના સ્વરમાં દૃઢ વિશ્વાસ ગૂંજતો હતો.

શ્રમણોપાસક આનંદના આ વિધાને ગૌતમસ્વામીને ક્ષણભર વિચારમાં નાંખી દીધા. તેઓ ત્યાંથી ઉતાવળે રવાના થઈ ભગવાન મહાવીર પાસે આવ્યા.

એક તરફ શ્રાવક આનંદનું વિધાન, બીજી તરફ ભગ-વાન મહાવીર જેવા કેવલજ્ઞાનીના ને ધર્મતીર્થનાયકના

પટધરનું વિધાન! જબ્બર રસાકસી જામી. લોકો કહેતા કે આનંદે નાને મોઢે મોટી વાત કરી.

મહાન ગણધર ગૌતમે આનંદ શ્રાવકવાળી હકીકત સવિસ્તર પ્રભુ આગળ નિવેદન કરી અને છેલ્લે છેલ્લે પ્રાર્થના કરી કે: "હે ભગવન્, આ વિષયમાં આનંદે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ કે મારે?"

સત્યના સદા સમર્થક ને પ્રરુપક ભગવાન મહાવીરે લેશમાત્ર થંભ્યા વિના કહ્યું:

"ગૌતમ, આ બાબતમાં તારે જ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ અને આનંદ પાસે વેળાસર ક્ષમાપ્રાર્થના યાચવી જોઈએ."

ભગવાનનો આ નિર્ણય સાંભળી તમામ સાધુઓ ને શ્રોતાગણો રોમાંચ અનુભવી રહ્યા. અરે, ખુદ પ્રભુ પોતે ઊઠીને પોતાના પટધરને હલકો પાડે છે? કદાચ જ્ઞાની ગૌતમ ભૂલ્યા હોય તો ભલે પ્રાયશ્ચિત્ત આપી દે, પણ એક શ્રાવક પાસે ક્ષમાપ્રાર્થના! અસંભવ, અશકય! કયાં આનંદ, કયાં ગૌતમ! કયાં ધર્મકર્મમાં થોડું ઘણું સમજનાર એક શ્રાવક ને કયાં ધર્મકર્મના સિદ્ધાંતોના સાગર મહાજ્ઞાની ગૌતમ!

વનનાં તમામ ઝાડવાંને એક વાવંટોળ ઘડીભર ધ્રુજાવી જાય, તેમ આખા વાતાવરણમાં એક ધ્રુજારી પ્રસરી રહી. કેવો પ્રભુનો આ નિર્ણય!

પણ મહાજ્ઞાની ગૌતમની દશા તદ્દન શાન્ત હતી. ગર્વ, અહંકાર ને અભિમાનને તો એ જીતી ચૂકયા હતા. શાસનના એક સાચા ઉત્તરાધિકારીને શોભે ને છાજે તેવી નમણાશથી

એ ઊભા થયા. 'સાચું એ મારું'ના પૂજારીના દિલમાં પોતાના ખોટા વિધાનનો ડંખ હતો. એ સીધા શ્રમણોપાસક આનંદ પાસે પહોંચ્યા. દુનિયા તો દેખતી જ રહી ગઈ.

"આનંદ, તમે સાચા. મારા અસત્ય વિધાન માટે હું મિચ્છામીદુક્કડં ઇચ્છું છું."

જ્ઞાની ગૌતમના આ શબ્દોનો શ્રમણોપાસક આનંદ શું જવાબ આપે! એનાં નેત્રો સજલ થઈ ગયાં. એણે બે હાથ જોડતાં કહ્યું: "પ્રભુ, મારી છેલ્લી ઘડી ઉજાળી! જ્ઞાનીને શોભતી કેટલી નમ્રતા! ભવો ભવે પણ અલભ્ય એવી કેવી લઘુતા! જય, પ્રભુ મહાવીરનો જય! જ્ઞાની ગૌતમનો જય!"

આજુબાજુ એકત્રિત થયેલી જનતા આંખમાં આંસું સાથે જોઈ જ રહી! કર્મ ને કષાયની કેવી લઘુતા! અચાનક સહુના મુખમાંથી ધ્વનિ ગાજી ઉઠ્યો:

જ્ઞાની ગૌતમનો જય!

ગ્રીષ્મના વાયરામાંય ચંદનની સુવાસ હતી, ને આ બે મહાન હૈયામાંય ચંદનની સુવાસને ભુલાવે તેવી ભવ્યતા હતી.



# આત્મધર્મ

[ વાર્તા છઠ્ઠી ]

**ઉષાની** લાલી જ્યારે પૃથ્વીને ચૂમી રહી, ત્યારે આતતાયીને ભાન થયું કે જેને એ રાશે રાશે સબોડી રહ્યો હતો, એ તો વૈશાલીના મહાન ગણતંત્રનો જ્ઞાતવંશીય રાજકુમાર છે. વર્ધમાન એનું નામ છે. આટઆટલા માર પાસે તો ભૂત પણ ભાગે, છતાંય એક ચૂંકારો ય નહીં, વેદનાનો એક શબ્દ પણ નહીં.

વાહ કુમાર વાહ, ચહેરા પર કેવી શાન્તિ છે! લલાટ પર કેવું અક્ષુણ્ણ તેજ છે! નયનોમાં કેવું વહાલસોયું હેત છે! સોના જેવી પીળી ધમરખ કાયા છે. અરે, એના ઉપર રાશનાં કાળાં ડાંભાં ઇંદ્રનીલ મણિની રેખા જેવાં કેવાં શોભી રહ્યાં છે! અનિષ્ટ પણ ઈષ્ટને પામી કેવી સુશ્રી ધારણ કરે છે. દેહની પીડા સાથે જાણે આ માનવીને કશી નિસ્બત નથી.

જાલિમ બનેલો ખેડુ આખરે રડી પડે છે, પગ પકડીને આક્રંદ કરે છે, “ઓ કરુણાના સ્વામી, મને માફ કરો.”

માફ કરવા જેવું જ શું હતું ? ગુનેગારને જ સજા થઈ હતી. (પૂર્વભવની વાત) કોઈ જન્મજન્માંતરના પોતાના અપરાધનો જ આ પડઘો હતો. એ પડઘા સામે નવો પડઘો કરીને શા માટે એની હારમાળા ખડી કરવી ? પ્રતિશબ્દ વિનાનો પડઘો આપમેળે શમી જવાનો !

વર્ધમાન શાંત છે, પણ આંખોમાંથી કોઈ અપૂર્વ તેજધારા વહી રહી છે. વગર બોલે ખેડૂત સમજી જાય છે કે કુમારે મારો અપરાધ માફ કર્યો છે.

ઉષા અરુણને લઈ આવી. અરુણ આકાશના મેદાન પર પોતાના સ્વામી સૂરજને લઈ આવ્યો. સૂરજના તાપે પૃથ્વી બળવા લાગી.

નિર્જન વનવગડો શૂનકાર છે. લૂના વા–વંટોળ દિશાઓને ભરી રહ્યા છે, રાજમહેલ ને રાજબાગ દૂર રહી ગયા છે. સ્નેહી–સ્વજન તો જાણે છૂટી જ ગયાં છે. શરદની છૂટી એકાકી વાદળી શા વર્ધમાન, આગળ ને આગળ કદમ બઢાયે જાય છે. પગ તો પૃથ્વી પર ચાલે છે, પણ જાણે મસ્તક તો ગગનમંડળને ભેદવા ઉન્નત બનતું ચાલ્યું છે.

કેટકેટલાં દેવ–દહેરાં, કેટકેટલાં યક્ષયક્ષિણીનાં સ્થાનક ચાલ્યાં જાય છે, પણ એમના હાથ બદ્ધાંજલિ નથી થતા. દેવદેવતાની કૃપા મેળવવા માટે માનવીઓએ ઠેરઠેર મંદિર ખડાં કરી, કેવી સગવડ ઊભી કરી છે. દેવ પ્રસન્ન થયે શું ન મળે ! પણ એવી સગવડની જાણે એને પરવા નથી, દેવ પ્રસન્ન કરવાની જાણે એને ખેવના જ નથી.

અરે વર્ધમાન, છોકરવાદ છાંડી દે. તેત્રીસ કોટિ દેવતા સામે તારી શી હસ્તી! કોટાનકોટિ અનુયાયીઓના ઇષ્ટ દેવતાની તેં અવહેલના આરંભી છે. શંકરની ઉપજાવેલી માયાની પેઠે, રે વર્ધમાન, તારી ઉપજાવેલી ફિલસૂફી કદી તને ખાઈ ન જાય?

વંટોળિયાનો વેગ વધે છે. સહસ્રમુખી શેષનાગ ઝેરના ફુત્કાર કરતો હોય એમ લૂનાં ઝાપટાં ધસી આવે છે, દૂર દૂર ધૂળની ડમરી ચઢતી આવે છે. દિશાઓ જાતજાતના નાદથી ગાજી ઊઠે છે. મત્સ્યાકાર, મયૂરાકાર, ગજમુખાકાર રથ આકાશમાં ઊડતા હોય એવા વેગે આવે છે.

અરે, જય જયકાર કરો! ઐરાવતના સ્વામી, શચી-સખા, દેવોના દેવ–યક્ષોના રાજરાજેશ્વર ખુદ ઇંદ્રદેવ પધારે છે. પધારો ઇંદ્રદેવ, તમ તૂઠયે શી સિદ્ધિ ન મળે? ધન મળે, ધાન્ય મળે, સ્વર્ગસુખ મળે, દેવાંગના મળે, અપ્સરાઓ મળે, ગયાં વહાણ પાછાં વળે."

"વર્ધમાન, થોભી જાઓ." ઇંદ્રરાજનો ગંભીર સ્વર આવ્યો. "કુમાર, એક ડગલું પણ આગળ ન બઢાવશો. મારે થોડા પ્રશ્નોના ઉત્તરો જોઈએ છે."

વર્ધમાન ત્યાં ને ત્યાં શાંત ઊભા રહ્યા.

"તમે યક્ષ અને ઇંદ્રની પૂજાની ના કહી છે?"

વર્ધમાને હકારમાં ડોકું ધુણાવ્યું.

"યજ્ઞ–યાગમાં આહુતિ ન આપવા સમજાવ્યું છે?"

વર્ધમાને પૂર્વવત્ હકાર ભણ્યો.

"ને ચાલુ દેવદેવીઓના પૂજન–અર્ચનનો પણ નિષેધ ભણ્યો છે ?" ઇંદ્રરાજના શબ્દોમાં ઉગ્રતા હતી.

વર્ધમાનના પ્રત્યુત્તરમાં હકાર હતો. મુખ પર નિર્ભયતાનું એવું જ તેજ હતું.

દુર્જય ઇંદ્રરાજ આવા પ્રત્યુત્તરની આશા રાખીને નહોતા આવ્યા. એમણે પોતાનો બોલ ઉથાપનાર હજી સુધી જોયો નહોતો. ઇંદ્રરાજ વેગમાં જરા આગળ સર્યા. એમના રત્નજડિત મુગટના હીરા ક્રોધમાં કંપીને તેજ વેરી રહ્યા. એ પોતાની મુદ્રિકાને આંગળી પર ચકર ચકર ફેરવવા લાગ્યા. આંખોમાં હીંગળો છંટાણો. વજ્રદંડ ચંચળ બની ઊઠ્યો.

પણ વર્ધમાન તો એ જ નિર્ભયતાથી ખડા છે.

દેવરથમાંથી સામંતો ખડ્ગ તાણીને ઇંદ્રરાજની પાછળ આવીને ખડા રહી ગયા. માર્યા કે મારશે, એવી ઉગ્રતા એમના ચહેરા પર હતી. આ સામંતોની પાછળ એ સામંતોની તલવારોથી ય વધુ કાતીલ દેવાંગનાઓ રૂમતી ઝુમતી આવી. એની પાછળ અર્ધનગ્ન અપ્સરાઓ દેહના સૌંદર્યવંત અવયવોને નૃત્યની સુરેખ ગતિ આપતી આવી. દુર્જય ઇંદ્રરાજની આ અવિજેય સેના હતી.

પણ પાષાણની પ્રતિમાની જેમ વર્ધમાન શાંત ખડા હતા. આટઆટલા ક્રોધની, કોપની, મોહની, માયાની જાણે આ સાધનસંપત્તિહીન માનવી પર કશી અસર જ નથી. બધુંય પથ્થર ઉપર પાણી !

"તમે આત્માને જ સર્વોપરી પદે સ્થાપ્યો છે ? અને

લોકોને આત્મા સિવાય અન્ય કોઈ શક્તિને–ઈશ્વરને પણ નમવાની ના કહી છે ? ”

“ હા, ”

“ વર્ધમાન, તમારા પર મને માયા છે. મારી સાથે બગાડશો નહીં. જે આદર્શ લઈ ને નીકળ્યા છો, એનો રાહ લાંબો છે. આ વન–જંગલો, આ ગ્રામ–નગરો, આ સરિતાતટો, મેરુશિખરો ને બધે મારું વર્ચસ્વ છે. મંદિરોમાં મારી પૂજા છે. થાનકે થાનકે મારા જપ ને મારી બાધા છે; પગલે પગલે મારા અનુચરો છે. વાણી પર કાબૂ રાખજો. જગતને ઊંધા પાટે ચડાવશો મા ! ”

ઇંદ્રના વકતવ્યને વર્ધમાન મુદ્રા પરના ભાવોથી જાણે નગણ્ય કરી રહ્યા છે.

“ વર્ધમાન, મીંઢું મન ન રાખો. મારા ઉપાસકો ને અનુચરોની અગણિત સેના તમને ભરખી જશે. મને ઉખેડી ન નાખો. મને સાથે રાખવામાં સાર છે. કોઈ વેળા મદદ કરી શકીશ, તો હું જ કરીશ. ”

“ ઇંદ્ર, ભાઈ ! સંપત્તિ અને સત્તાને અસાર સમજી જે સારની શોધમાં નીકળ્યો છે, એ માટે અસારનો સહકાર કેમ લઈ શકું ! મારે તો નિર્બળ માનવોને સબળ બનાવવા છે. પરાશ્રયીઓને સ્વાશ્રયી બનાવવા છે, હું જે સહુને કહું છું, એ તમને કહું છું. આત્મા વિના બીજું દૈવત નથી. મન વિના મુક્તિ નથી. માનવતાથી મોટો ધર્મ નથી. નિર્ભયતા વિના સિદ્ધિ નથી. ”

"એટલે તમે અમને આવાહન આપો છો? તમારે મારી સાથે યુદ્ધ ખેલવાની ઇચ્છા છે?"

"અવશ્ય. આ તો પ્રેમનું યુદ્ધ છે. અહીં લોહી લેવાના સોદા નથી. લોહી આપીને પ્રતિપક્ષીને તૃપ્ત કરવાનો યત્ન છે. આમાં તો હારનારની પણ જીત છે."

"મને ફિલસૂફી નથી આવડતી. એટલું ધ્યાન રાખજો કે એક કીડી કટકને નહીં ખાળી શકે."

"સામાન્ય સંજોગોમાં એ સત્ય છે. અસામાન્ય સંજોગોમાં એ અસત્ય છે. તને જ્ઞાત નથી કે એક હિંમત-વાન મચ્છર, મદગળતા માતંગને પણ હંફાવી શકે છે!"

"વર્ધમાન, દીર્ઘદૃષ્ટિથી જુઓ. આ મંદિરો છે, તો ભોગ ને બાધા છે. અનેકો ત્યાંથી અન્નપાન પામે છે. એ મંદિરો છે, તો આ અમૃતરસનું પાન કરાવનારી અપ્સરાઓ છે. જે આધારરૂપ છે, એને જ ટાળો છો. બેસવાની ડાળ ડાહ્યો માણસ ન ભાંગે, હું કોપ્યો તો રહેવા છાપરું પણ નહિ મળે."

"આત્માની ક્ષુધા એટલી ઉગ્ર બની છે કે દેહનું તો જાણે અસ્તિત્વ જ રહ્યું નથી."

"એટલે આ દેહના અસ્તિત્વને પણ નકારો છો?"

"દેહ અલબત્ત પ્રિય છે, પણ પ્રિયને હોમ્યા વિના પ્રેયને કેમ પામી શકાય. જેનાં સહસ્રાવધિ તેજ પ્રગટાવવા નીકળ્યો છું, એના પર ને તે આ દેહ ખાતર, જે દેહ અનેકવાર પામ્યો છું–જેની ખોટ કદી પડી નથી, એવા

એક દેહની ખાતર સાત ખોટચના દીકરા જેવા આત્માને નહીં સંહારું ”

“ તો તમને માનની પણ ખેવના નથી ? હું જાણું છું, કે દેહને છોડનારા કીર્તિના લોભી હોય છે, એ માટે પણ મારી જરૂર રહેશે. ”

“ કીર્તિ અને માને જ અનેક અર્પણને નિષ્ફળ બનાવ્યાં છે. એનો પ્રથમ ત્યાગ મેં કર્યો છે જ. સંસારને તરી જનારો કેટલીકવાર કીર્તિના મિનારે આવીને ડૂબે છે, એ માટે તો વિસ્મૃતિના અંધકારમાં જવા ઈચ્છા રાખું છું. અનાર્ય દેશ તરફ પણ પ્રવાસ ખેડવાની ઈચ્છા છે. ”

“ અનાર્ય દેશોમાં હું સાથે હઈશ, તો ઘણી સગવડ રહેશે. ” ઈંદ્રની સહનશીલતાને હદ થઈ રહી હતી, ચર્ચામાં ઘણો વખત વીતી ગયો હતો ને મંદિરોમાં અપ્સરાઓનાં નૃત્યની રાહ જોવાઈ રહી હતી.

“ મને સગવડની તૃષ્ણા નથી. સગવડિયો ધર્મ મને ખપતો નથી. સંસારને દેવ–દેવલાંની જૂઠી જાળમાંથી છોડાવે છૂટકો છે. સિંહ સમો આત્મા, એની આજે કેવી દુર્દશા કરી છે ? આત્માથી અધિક કોઈ ઈશ્વર નથી. અરે, આત્મા જ ઈશ્વર છે. ઈંદ્ર, જો સગવડની તૃષ્ણા હોત તો ઘરબાર જ સારાં હતાં. વેપારી નશ્વર વેપાર માટે અગવડ સહે છે, ક્ષત્રી ક્ષણિક કીર્તિ માટે મેદાનમાં મરે છે, દુન્યવી સ્વાર્થ માટે આટલી અગવડો સેવાય છે, તો આત્મા માટે શું કંઈ નહીં થાય ? ”

“ અરે, આત્મા આત્મા શું કરો છો ? ચોર જેવો તમારો

આત્મા ક્યાં છુપાયો છે ? આ દેહ તો જુઓ, એમાંથી કોણ સુંદર છે ?" સર્વશ્રેષ્ઠ નવજુવાન અપ્સરાએ સુંદર અંગભંગ રચતાં કહ્યું. એના યૌવનના જામમાંથી જાણે રસ છલકાઈ રહ્યો હતો. એના નગ્ન ઘાટીલાં સુરેખ ગાત્રોમાંથી સૌંદર્ય ઝરતું હતું.

વર્ધમાન એ જોઈ રહ્યા, પણ આ શું ? અપ્સરા પોતે શરમાઈ ગઈ. પેલી દૃષ્ટિમાં તો નીતર્યા મેઘની નિખાલસતા હતી. અપ્સરાએ કમળપત્રથી પોતાનું નિર્લજ્જ વક્ષસ્થળ ઢાંક્યું.

"આકાશમાંની વીજળી કદી જોઈ છે ? ઇંદ્રના એ વજ્રથી પણ ડરતા નથી ?"

"મેઘખંડો અથડાય એટલે વીજળી જન્મે. ઘર્ષણ વિના તો તેજની પ્રાપ્તિ અશક્ય છે." જાણે કોઈ અપ્રતિરથ મહારથી ઠંડી તાકાતની ઘોષણા કરતો હતો.

"અને આ ગડેડાટો ? એનાથી ડર નથી લાગતો ?"

"અંતરના ગડેડાટો કરતાં અલ્પ."

"રાજકુમાર." ઈંદ્રરાજનો મહાસામંત નજીક સર્યો. "કદી મેઘધનુષ્ય નીરખ્યું છે ? એની પાછળની સોહામણી નગરીની કલ્પના કરી છે ? કદી દૂધલી રાતે આકાશગંગા નીરખી છે ? એને કાંઠે મોતીના દડે રમતી નગ્ન અપ્સરાઓની કલ્પના કરી છે ?"

"કલ્પનાવિહાર છોડી દો. આત્મધર્મના પૂજારીને આ બધું સામાન્ય છે."

" સામાન્ય ? " મહાસામંતે તણખા ઝરતી આંખે વર્ધમાન સામે જોયું, પણ અંગારો જાણે સાગરમાં પડીને બુઝાઈ ગયો.

ઈંદ્રરાજ કંટાળ્યા. આ નગણ્ય માનવી એમના કૃપાપ્રસાદને પડકારી રહ્યો હતો. એમણે શંખ ફૂંક્યો. પ્રચંડ સ્વરે કહ્યું :

" કુમાર, તને સમજાવવો અશક્ય છે. દીપકના તેજમાં ઝંપલાવીને મરવા જતા પતંગિયાને સમજાવી શકાતું નથી. આજ્ઞા આપી દઉં છું, મારા અનુચરોને, ઉપાસકોને ! સંભાળીને ચાલજો, આંધિ આવે, ઉલ્કાપાત આવે, કોઈ રિબાવે કે મારે તો મને દોષ ન દેશો. મદદ માટે લંબાવેલા મારા હાથનો તમે જ તિરસ્કાર કર્યો છે. "

ને આકાશમાં ગડેડાટ થવા લાગ્યા. ઝાડની ડાળીઓ જોરથી ધૂણવા લાગી. મેઘના ડુંગર આકાશમાં ખડકાવા લાગ્યા. અપ્સરાઓએ પગનાં ઝાંઝર ઝણઝણાવ્યાં, ને વાતાવરણમાં તોફાનના શંખ ગાજ્યા.

" રિબાવ, માર કે સંતાપ. મારા આત્માને મૃત્યુ નથી, એ તું શું જાણે ? એને બંધન નથી, એની તને ક્યાંથી ખબર !"

વર્ધમાન મેરુશિખરની જેમ અવિચળ હતા.

ઈંદ્ર ક્રોધથી વિચળ બની ગયો હતો. સાદી આંખે દેખાતો એનો આ પરાજય, હારની છેલ્લી ઘડી સુધી એ ન દેખી શક્યો. આત્માના પૂજારીએ ઈશ્વરના નામે ચાલતી એ જહાંગીરીને નમતું ન તોળ્યું તે ન તોળ્યું.



# રાજિયા—વાજિયા

[ વાર્તા સાતમી ]

**સાડા** ત્રણસો વર્ષ પહેલાંનું એક સુંદર સવાર હતું. સોહાગણની લાલ કસુંબલ સાડી ઓઢીને ઉષાસુંદરી હમણાં જ સ્તંભતીર્થ (ખંભાત)ના સાગર પર રમવા આવી હતી. નર્તતો અનન્ત શ્યામ જલનિધિ નૌકારૂપી અનેક ગૌરીઓને પોતાને હૈયે હિલોળી રહ્યો હતો.

પણ શ્યામ-સાગરની રીઝવી એ ગર્વભરી ચંચળ ગૌરીઓ આજે માને તેમ નહોતી. દિવસોથી ઘરમાં ગોંધી રાખેલી મદભર માનુનીની જેમ-કેટલાય વખતથી એ અહીં લંગરથી બંધાઈને બંદરમાં પડી હતી. માલ પીઠ પર લદાઈ ગયો હતો; ભરતિયાં, દાણ, ઓચરિયાંની આપ-લે થઈ ગઈ હતી. દરિયાનાં પાણી પણ શાન્ત હતાં, ને હવા પણ માફકસરની હતી, છતાં ન જાણે કેમ-ટંડેલો, નાખુદા,

માલમો, નાવિકો, ખલાસીઓ હાથ–પગ જોડીને બેઠા હતા, ને રોજ દરિયા સામે જોયા કરતા હતા. કોઈ પૂછે તો એ બધા કહેતા; " દરિયામાં ડર છે. "

" શું ગોવાના બેતાજ બાદશાહ, ખંભાતના શાહ સોદાગર રાજિયા શેઠ પણ ડરવા લાગ્યા? કરી રહ્યા ત્યારે વેપાર! " બોલનારે જરા લહેંકાથી કહ્યું પણ છેલ્લા શબ્દો પૂરા ન થાય ત્યાં જ એ મસ્તાન અશ્વથી ખેંચાતો સુવર્ણ રથ બારામાં આવીને ઊભો રહ્યો. બે સશસ્ત્ર આરબો પઠાણી ઘોડા પર પાછળ હતા. સોના–ચાંદીના શિખરવાળા ને મખમલ–મશરૂના પડદાવાળા એ રથને સહુ ઓળખતા હતા, બધા એકદમ સાવધ થઈ સ્વાગત માટે સજ્જ થઈ ગયા. હવાની સાથે એક નૌકાથી બીજી નૌકાએ સંદેશો પહોંચી ગયો, કે. વાજિયા શેઠ આવ્યા છે.

રથમાંથી ધીરેથી, ગૌરવભરી રીતે એક પડછંદ, ન સ્થૂલ કે ન પાતળી, યુવાન વ્યક્તિ ઊતરી. એના લાંબા–પહોળા કપાળમાં રહેલું બદામાકાર કેસરનું તિલક, એમના જૈનત્વનો પરિચય આપતું હતું. કસબી પાઘ ને ખંભાતી જોડા એમના વતનની યાદ આપતાં હતાં. કાનમાં રહેલાં બે કીમતી કુંડળો, કંઠમાં પડેલો સાતસેરો હાર એમની સમૃદ્ધિનું ભાન કરાવતાં હતાં. ઝીણી રેશમી કોરનું ધોતિયું, ગોવાના કોઈ ફિરંગી દરજીએ કંડારેલો જામો, કેડે વીંટેલો જરિયાની દુપટ્ટો ને એમાં ખોસેલી રત્નજડિત કટારી સામાની આંખને માનથી નીચે નમાવી દેતાં હતાં.

પિછાન કરતાં પળનો પણ વિલંબ થાય તેમ નહોતો.

એ હતા ગંધાર કાવીના વતની, ને હાલ સ્તંભતીર્થના બજારોના મહાન નાણાવટી રાજિયા શ્રેષ્ઠિના લઘુબંધુ વાજિયા શેઠ.

પહેલી સલામ બંદર પર પોતાના વઢિયારી બળદોની પોઠ લઈને પડેલા વણઝારા સુખધને ભરી. એણે કહ્યું; "હજુર, કોઈ મોટી ખેપ મળતી નથી. દિવસો થયાં માલનો આવ–જા થતો નથી. ભરેલાં વહાણ જતાં નથી, ને ખાલી થવા કોઈ આવતાં નથી."

"હું જાણું છું." વાજિયા શેઠે ટૂંકો જવાબ આપ્યો ને સામો પ્રશ્ન કર્યો, "પાર્શ્વનાથજીના દેરાસરના મુનિમ ફરિયાદે આવ્યા હતા. પ્રતિ બળદ અર્ધા દ્રમ્મનો લાગો તેં ઘણા દિવસથી ભર્યો નથી. અલ્યા ધર્મનું લેણું સારું નહીં."

"જાણું છું બાપજી! દૂધે ધોઈને દેવા છે, પણ આ આખો મહિનો માથે પડ્યો, રાજા સાહેબ."

"નુકશાની પેઢી પરથી લઈ જજે; પણ ધરમનો લાગો આજે જ મુનીમને ભરી આપજે."

"અમર તપો તમારી ગાદી, બાપજી! આજે જ લાગો આપી આવ્યો સમજો, ધરમના કામમાં તે ઢીલ શી?"

વાચાળ વણઝારાની વાણી પર મંદમંદ હસતા વાજિયા શેઠ આગળ વધ્યા,

બંદર પરના મુનિમ કાને કલમ ખોસી, હાથમાં ચોપડા લઈને હાજર જ હતા. એમણે મોગલાઈ ઢબે નમન કર્યું.

"મુનિમજી, વહાણોમાં માલ તૈયાર છે.? ક્યાં ક્યાં શું શું જવાનું છે?"

"શેઠજી, સહુનો તારીજો તૈયાર જ છે, સહુથી આગળના વહાણોમાં ચોખા છે, એ મલબાર, કોંકણ, સિંધ, આફ્રિકા ને અરબ જવાનાં છે. પેલાં એ પછીના વહાણ બાજરીનાં છે. એ મલબારની સફરે જવાનાં છે. એના પછી ઘઉં, કઠોળ તલ ને રૂનાં વહાણ છે. એમાંથી કેટલાંક મલબાર ને કેટલાંક આફ્રિકા જવાનાં છે. પેલાં છ વહાણ સૂઠ, મરી ને તેજાનાનાં છે. એ ઈરાન જશે."

"સ્થાનિક વહાણોમાં શું છે?"

"હજુર, સ્થાનિકમાં આ વેળા પરચૂરણ માલ છે. સુતરાઉ રેશમી કાપડ, કાંબળીઓ, શેતરંજીઓ, હરડાં, બહેડાં, ચરગખાર, ખાંડ, હીંગ, ખરાદીકામ ને રમકડાં છે. મલબાર, અરબ, રાતાસમુદ્ર ને આફ્રિકાના ઉગમણા ભાગના વેપારીઓએ આ વખતે આપણે ત્યાંથી અકીકના ઘરેણાં ખૂબ લીધાં છે. કહે છે કે ત્યાંની શ્યામાઓ એના પર મરી પડે છે."

"વારુ, વારુ, પણ વળતાં કયો કયો માલ લાવવાનો એ કંઈ નક્કી કર્યું ? બિચારાઓનો ફેરો નકામો ન જાય, તે જોજો."

"એમ તો બને કંઈ શેઠજી. મેં બરાબર વેંત ઉતારી દીધો છે. અરબસ્તાનથી પાછા ફરતાં પાન, ખજૂર, અફીણ, મજીઠ, વગેરે લાવશે, ઈરાનથી લીલમના વેપારીઓએ લીલમ મંગાવ્યાં છે. કોઈએ કિસમિસ (દ્રાક્ષ), ખજૂર, કસ્તૂરી ને મોતી મંગાવ્યાં છે. એડનથી તાંબુ, સીસું, પારો, હીંગળોક ને ફટકડી પણ લાવવાનાં છે. રંગરેજોએ આ વખતે આફ્રિકાથી મોટા પ્રમાણમાં કબૂતરની હગાર મંગાવી છે. કહે છે

કે એ વિના રંગ પાકો થતો નથી. મલબાર ગયેલાં વહાણ ત્યાંથી લોઢું, ચોખા, એલચી, નાળિયેર, પાન, ગરમાળો વગેરે લાવવાનાં છે. પેગુનું ભાડુ પણ બંધાયું છે. ત્યાંથી જાયફળ, જાવંત્રી, માણેક લાવવાનાં છે. કેટલાય ઝવેરીઓ સિંહલદ્વીપ જવા સાથે રવાના થવાના છે ને કંઈ કંઈ લાવવાના છે પણ હજુર હવે ઉપાડવાની રજા મળે તો સારું. બેઠા બેઠા સહુ કંટાળી ગયા છે." મુનિમે છેલ્લે છેલ્લે વાણિયા વિદ્યા વાપરી બધાની વતી કહેવાનું હતું તે કહી દીધું.

"જી હા, કંટાળી ગયા છીએ." મુનિમનો પડઘો બધા નાવિકોએ ઉપાડી લીધો.

"જાણું છું પણ હમણાં કચ્છ કાઠિયાવાડના સંઘાર, જત ને મેર લોકોએ ભારે ત્રાસ ઊભો કર્યો છે. અરબી ને ફિરંગી ચાંચિયાઓ સાથે એ મળી ગયા છે."

"તો શું થશે?" બધા નાવિકોના મુખ પર ચિંતા ઘેરાઈ વળી.

"કંઈ નહીં. આપણે પહોંચીએ તેમ છીએ, ગોવા સરકાર પણ મદદે તૈયાર છે, પણ મેં જાણી જોઈને તમને જવા દીધા નથી. પવિત્ર દિવસો નજીક છે, ને પ્રવાસમાં એ દિવસોમાં કાંઈ મારામારી થાય એ ઠીક નહીં."

"બરાબર છે. આજથી ત્રીજે દિવસે પર્યુષણ બેસવાનાં. બસ, એ એટલા દહાડા બંધી; બારમે દહાડે હાંકી મૂકજો." મુનિમે શેઠજીના વાક્યના અર્થનો વિસ્તાર કર્યો.

"બાર દહાડા તો વાત કરતાં વીતી જશે." બધા આનંદમાં આવી ગયા. વાજિયા શેઠ પોતાના રથ તરફ પાછા

વળ્યા, ત્યાં સાગરની સપાટી પર વહાણોનું ઝુંડ પુર ઝડપથી આવતું જણાયું.

સહુ એ તરફ જોઈ રહ્યા.

“ અરે, આ તો કપ્તાન વીજરેલનાં વહાણ. ”

વાત કરતાં અધિપતિ વીજરેલ કિનારે આવી પહોંચ્યો. સાગરના સમ્રાટ સમો આ કપ્તાન શૌર્યની પ્રતિમૂર્તિ જેવો હતો. હજારો ચાંચિયાઓનો એણે ઘાણ કાઢ્યો હતો ને અનેક લડાઈઓ એ લડ્યો હતો, જેની નિશાનીમાં અનેક ઘા એના દેહ પર હતા. વાઢિયા શેઠને જોતાં જ એ તરત કિનારે આવ્યો, નમસ્કાર કર્યા ને કહ્યું:

“ હજૂર, સાગરના સાવજને પકડી પાડ્યો. ચૌલના ખોજગીને સામી છાતીએ હરાવ્યો છે. સાથે જ લાવ્યો છું. ગોવા સરકારે એક લાખ લ્યાહરીનો દંડ કર્યો છે. ન આપે તો દશમે દહાડે કાંધ મારવાનો હુકમ છે. ”

મુશ્કેટાટ બંધાયેલો રાવણના અવતાર જેવો પડછંદ ખોજગી શેઠના પગમાં પડ્યો, દયાની માગણી કરી ને વચન આપવા લાગ્યો કે હવે તમારા વેપાર આડો નહીં આવું.

“ કપ્તાન વીજરેલ, ખોજગી દયા માગે છે. સારી વર્તણૂકનું વચન આપે છે. ”

“ એવાના ભરોસા શા ? કાલે ફરી જાય તો ? ”

“ તો પછી વળી શું ? એ છે ને આપણે છીએ. બિલ્લીબાઈ રોજ ઘી ન ચાટી જાય. આપણે પણ એના જેવા

મૂછાળા છીએ ને?" વાજિયા શેઠે વણિક્ત્વ ને ક્ષત્રિયત્વ બંનેનું દર્શન કરાવતા શબ્દો ઉચ્ચાર્યા. ગોળથી કામ સરે તો ઝેર ન વાપરવું, એ મતના આ વણિકશ્રેષ્ઠિ હતા.

"પણ દંડ કોણ આપે?"

"અમારા મોટા દિવસો નજીક છે, એ જાણો છો ને!"

"હા જી, આઠ દહાડા વહાણવટું બંધ રાખવાનો સરકારી હુકમ છે."

"અમારા શાસ્ત્રમાં કહ્યું છે કે એ દહાડે એકગણા દાનનું સોગણું પુણ્ય થાય. અને આ તો એક મનુષ્યને અભયદાનનું કામ! એક લાખ લ્યાહરી (રૂપાનો સિક્કો) ખજાનેથી લઈ જજો! મુક્ત કરો એ સાગરના સાવજને!"

વાજિયા શેઠની ઉદારતાએ ને ધર્મપ્રિયતાએ સહુને આંજી નાખ્યા.

૨

એ પછી તો અનેક ચંદ્ર ઊગી ગયા, ને અનેક સૂર્ય આથમી ગયા. નૌકાગૌરી રીઝાઈ ગયાં ને શ્યામ–સાગર મનાઈ ગયા.

પાપીને પણ દિલ હોય છે. ગમે તેવા વેરાન દિલમાં કોઈ દહાડો લાગણીના અંકુરો ફૂટે છે. સાગરના સાવજ સમા ચોલના ખોજગીએ ચાંચિયાવટું છોડી વહાણવટાનો ધંધો આદર્યો છે. રાજિયા શેઠ ને વાજિયા શેઠની કૃપાથી એનાં વહાણ જાવા, સુમાત્રા, પેગુ, સિંહલદ્વીપથી લઈને ચીન ને અરબસ્તાન સુધી જાય છે.

પણ એક દહાડો એનું જ વહાણ ચાંચિયાઓએ આંતરી લીધું. ભયંકર જલ-યુદ્ધ જામ્યું. સાગરના સાવજ સમો ખોજગી ખુદ બહાર આવ્યો, શસ્ત્ર સંભાળ્યાં ને યુદ્ધ જમાવ્યું. ભારે જંગ પછી, ઘણી મહેનતે, મોટી ખુવારીએ એણે ચાંચિયાઓના વહાણને હરાવી, દરિયામાં ડુબાવી દીધું.

જીવ બચાવવા નાસી છૂટેલા બાવીસ ચાંચિયાઓને કેદ કર્યા.

ખોજગીએ હુકમ કર્યો: સમી સાંજે એ બાવીસોને કતલ કરી દરિયામાં ફેંકી દેજો!

ભાદરવાનો મહિનો હતો. ઓતરા-ચિતરાના તાપથી દરિયાનાં પાણી પણ તપી જતાં હતાં. આકાશમાં એકે વાદળું ન હતું.

સમી સાંજે આથમણા આકાશમાં રૂપાળી બીજ ઊગી. આકાશી સુંદરીના ભાલની આડ જેવી એ શોભી રહી હતી. સાગરસુંદરી પણ એનું મોહક પ્રતિબિંબ પાડી રહી હતી. એ વેળા જલ્લાદોએ વહાણના તુતક પર બાવીસે ચોરોને હાજર કર્યા. કાળભૈરવ જેવો ખોજગી પણ પોતાની આજ્ઞાનો અમલ જોવા સમયસર હાજર થયો. ઈશારા માત્રની વાર હતી, ત્યાં એક વૃદ્ધ ચાંચિયાએ કહ્યું.

“ મરવાનો તો ભો નથી, પણ અમે રાજિયા-વાજિયા શેઠની પ્રજા છીએ. વહાણવટું ભાંગતું ચાલ્યું એટલે આ કામ લીધાં. પેટની આગ છે ને? પણ એક વાત કહું?”

“જલદી કહે! મારી તલવાર વધુ વખત સબૂરી નહીં ધરી શકે.”

"હમણાં રાજિયા શેઠના પર્વના મોટા દહાડા ચાલે છે. એ વેળા તો ખૂનના કેદીને પણ માફી મળે. અમે માફી માગીએ છીએ."

કાળમૂર્તિ બનેલ ખોજગી થોડીવાર કંઈ ઊંડા વિચારમાં પડી ગયો. એને કંઈ યાદ આવી રહ્યું હતું. થોડીવારે એણે હુકમ કર્યો.

"રાજિયા શેઠના મોટા દહાડા છે. છોડી દો બધાને!"

તલવારો મ્યાન થઈ.

સહુનાં બંધન છૂટી ગયાં.

રાજિયા શેઠના પર્વના મોટા દહાડાની જેજેકાર બોલાવતા સહુ ચાલ્યા. સંસાર તો પડઘો માત્ર છે. દયા કે કરુણાની વિલીન થયેલી એકાદ ક્ષણ મોડી વહેલી કોઈ ને કોઈ અન્ય ક્ષણોને ઉજાળવાની! સંસાર તો માનવીનાં સારાં–નરસાં કૃત્યનો પડઘો માત્ર છે. ભયંકર ખોજગીના ખૂની દિલમાં આવું કંઈક તોફાન જાગ્યું હતું.

આકાશની બીજ અમૃત વેરી રહી હતી..

---

તા. ક. આ જ શેઠિયાઓએ ૧૬૬૧ની સાલમાં ચાર હજાર મણ અનાજ દુષ્કાળમાં વહેંચ્યું હતું ને બીજી રોકડ રકમની મદદ કરી તેત્રીસ લાખ રૂપિયા ખર્ચ્યા હતા.

આ કીર્તિગાથા બિરદાવતો કવિ કહે છે.

**પારિખ વજિયાની રાજિઆ, શ્રી શ્રીવંશી બહુ ગાજીઆ;**
**પાંચ પ્રસાદ કરાવ્યા ચંગ, સંઘ, પ્રતિષ્ઠા મનનિ રંગ,**
**જેહની ગાદી ગોઆબંદિર, સોવન છત્ર સોહિ ઉપરિ;**
**કોઈ ન લોપી તેહની લાજ, નામિ સીરા ફિરંગી રાજ.**

**( શ્રી શીલવિજયજી, તીર્થમાળા )**



# પરિનિર્વાણ

[ વાર્તા આઠમી ]

**પાવાપુરીના** પવિત્ર ડુંગરા આજ ડોલી ઊઠ્યા હતા, ને ઘરને ઉંબરે ઉંબરે શોકની છાયા પથરાઈ ગઈ હતી. આકાશનું નિર્મળ હૈયું પણ તારકવૃંદથી વીંધાઈ ગયું હતું; ને તળાવના જળમાં કમળ લેશ પણ ડોલતાં નહોતાં.

જ્ઞાનીઓ કહેતા: ' આનંદો ! પ્રભુ આજે મુક્તિને વરશે, ' પણ પ્રજાજનો નિશ્વાસ નાખતા હતા. ' હાય રે, પ્રભુની આ અલૌકિક દેહછબી ક્યાં નીરખવા મળશે ? આ અમૃતવાણી ફરીથી કંઈ સાંભળવા મળવાની હતી ? જ્ઞાનીઓના વચનથી મહેનત કરીએ છીએ આનંદ પ્રદર્શિત કરવાની, પણ એને સ્થળે શોક આવીને પહેલાં બેઠો છે, કેમે કર્યો હઠાવ્યો હઠતો નથી ! ”

દેવો ને ઋષિઓ તો મીઠા શંખ બજાવી રહ્યા છે, મૃત્યુની પણ જાણે મહેફિલ જામી છે ! આજ ભગવાન ખરેખર એક મહાન જ્યોતિમાં મળી જવાના. મુક્તિ આડે રહેલું

એક માત્ર બંધન–દેહ, તે આજે છૂટી જશે. અને આપણો વહાલો વીર મુક્તિને જઈ વરશે! પણ પામર ભક્તગણો પોતાના શુષ્ક મુખથી ને સંતપ્ત હોઠોમાંથી આનંદનો એક અવાજ પણ કાઢી શકતા નથી! જાણે ભગવાન હજી ગઈ કાલે જ તો આપણી વચ્ચે આવ્યા છે, બારબાર વર્ષની મૌન વાણી જાણે હમણાં જ ખોલી છે. બસો નહીં, સો નહીં, પોણોસો પણ નહીં; હજી તો માત્ર બોંતેર વર્ષ જ થયાં છે. અરે, જીવનમુક્તને વળી મુક્તિ શી! એ તો જીવતાં જ મુક્ત છે. એમને સંસારનું કયું પાપ છળી શક્યું છે! ભાઈ, જીવનનો ઉત્સવ હોઈ શકે, મૃત્યુનો મહોત્સવ તો કયા મનથી થાય? ગમે તેવી અજવાળી હોય પણ રાત જ કહેવાય ને! ગમે તેટલું ઉજ્જવલ પણ મૃત્યુ તો ખરું જ ને!

દિવસોથી સાન્નિધ્યમાં ને સેવામાં રહેતો રાજરાજેંદ્ર ઈંદ્ર પણ છેક છેલ્લી ઘડીએ હિંમત હારી બેઠો. સાજ તો બધા સજાવ્યા, ઉત્સવની બધીય રચના કરી; પણ છેલ્લી પળે પ્રભુના અભાવની કલ્પના એને પીડા કરી બેઠી. અરે! રાજપાટ જેની સેવા વગર બોજારૂપ લાગતાં, એ મંગલમૂર્તિ આમ ચાલી જશે, તો કોને આધારે, કોના ઉત્સાહવચને આ રાજધુરા ખેંચાશે? આધિભૌતિક ઉપાધિઓમાં આત્માની સ્નેહબંસી સિવાય શે જીવાશે?

એકત્ર થયેલાં અનેક નરનારીઓની વતી એ મુત્સદ્દી ઈંદ્રે પ્રભુને પ્રાર્થના કરી:

"ભગવાન, ભસ્મક ગ્રહનો ઉદય થઈ રહ્યો છે. આપનાં ગર્ભ, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન હસ્તોત્તરા નક્ષત્રમાં હતાં ને!"

ભગવાને જવાબમાં કેવળ હકારદર્શક માથું હલાવ્યું.

"એ નક્ષત્રમાં ભસ્મક ગ્રહ સંક્રાન્ત થાય છે. અનિષ્ટ ભાવિની આગાહી કહેવાય ને?"

ભગવાને પૂર્વવત્ હકાર ભણ્યો.

"તો સમર્થ છો, સર્વજ્ઞ છો, સર્વ શક્તિમાન છો. નિર્વાણ કાળને લંબાવી ન શકાય?" ઇંદ્રના મનમાં ઊંડે ઊંડે ઇચ્છા હતી કે એકવાર નિર્વાણને આગળ ધકેલવામાં આવે તો પછી વળી જોઈ લેવાશે. અણીનો ચૂકયો સો વર્ષ વધારે જીવશે.

"ઇંદ્રરાજ, તમારો પૌદ્ગલિક મોહ આજે તમને આ બોલાવી રહ્યો છે. નિકટ રહ્યા છો, જ્ઞાની થયા છો; છતાં ભાખેલું ભૂલી ગયા કે આયુષ્યની એક ક્ષણ પણ કોઈ વધારી શકતું નથી. નાટક તો બાંધેલી સમયમર્યાદામાં ભજવાય ને પૂરું થાય એમાં જ શોભા! અન્તહીન નાટક રુચે ખરું? તમે તો સંસાર જીતી લેનાર યોદ્ધા છો, પણ મોહ પાસે હજી વારંવાર પીછેહઠ કરો છો. દુર્જેય મોહને જીતવો મુશ્કેલ છે. એ મોહ પાસે તમારી વિવેકશક્તિ નષ્ટ થઈ ગઈ! શું તમે જ નહોતા કહેતા કે હિમભરી હેમન્ત ઋતુમાં ઊનનાં વસ્ત્રો ભલે ઉપયોગી હોય, સુખકર હોય, પણ વસંત આવે-ગ્રીષ્મ પ્રગટે એની કંઈ જરૂર? એ તો ફેંકવા યોગ્ય જ! રંકના હાથમાં પાત્ર ત્યાં સુધી સારું જ્યાં સુધી એને ઘેર-ઘેરથી ભિક્ષાની જરૂર છે. રંક મટીને એ રાજા થાય, પછી પણ એ પાત્ર લઈને ફરે તો? દેહનું કામ–જન્મનું કારણ ને મૃત્યુની ગરજ સરી ગઈ, હવે આયુષ્યની એક ક્ષણ

અને એનો એક કણુ પણુ બોજારૂપ છે. ઇંદ્રરાજ! જુઓ, પણે વસંત–કદી ન કરમાતી વસંત ખીલી રહી છે. સત્, ચિત્ ને આનંદની કદી ન આથમતી ઉષા ઊગી રહી છે! સ્વાગત માટે સજ્જ હો!"

ઇંદ્રરાજ શરમાઈ ગયા, પગમાં પડ્યા.

પણુ એકત્ર થયેલાઓમાં ઘણા પ્રભુ વીરના અંતેવાસીઓ પણુ ત્યાં હતા. તૂટતી ધીરજવાળા ભક્તજનોને એકઠા કરીને તેઓએ આશ્વાસન આપવા માંડયું. કોઈ ખાનગી વાત તેઓ જાણુતા હોય તેમ કહેવા લાગ્યા: "ભલે ભગવાન ગમે તે કહે, પણુ હાલમાં નિર્વાણુ નહિ સ્વીકારે. અનેક જણા એ વાતના સાહેદી છે. અમને બરાબર યાદ છે, કે ભગવાને પોતાના પ્રિય શિષ્ય મહર્ષિ ગૌતમને કહ્યું હતું કે આપણે બંને એક સાથે એક દિવસે સિદ્ધ (એકને કેવળજ્ઞાન–એકને સિદ્ધિપદ) થઈશું. આજે તેમણે જ મહર્ષિ ગૌતમને ધર્મબોધ દેવા બીજે ગામ મોકલ્યા છે. જેના વિના એક ક્ષણુ પણુ જીવી શકે નહીં, એવા ગૌતમસ્વામીના આવ્યા વગર ભગવાન કંઈ દેહ છોડી દેશે? શાન્તિ ધારણુ કરો! આ તો પ્રભુની લીલા છે!"

આખા સમુદાયમાં આસાયેશની લાગણી પ્રસરી રહી પણુ ભગવાન તો અન્તિમ ક્રિયામાં મગ્ન હતા. પર્યંકાસને બિરાજ્યા હતા. બાદર મનયોગ ને વચનયોગ રૂંધીને કાયયોગમાં સ્થિત થયા હતા. થોડી વારમાં બાદર કાયયોગમાંથી સૂક્ષ્મ કાયયોગમાં પ્રવેશ કર્યો.

વાણી તથા મનના કાયયોગને રૂંધ્યા.

આયુષ્યની શીશીમાંથી છેલ્લા કણ ઝરતા હતા, ને એ પણ હવે પૂર્ણ થવાની તૈયારીમાં હતા. દુવિધામાં પડેલો જનસમૂહ એમની સહસ્ર સૂર્યની કળાથી તપતી મુખમુદ્રા સામે નીરખી રહ્યો હતો. સહુના શ્વાસ ઊંચા હતા, મોં પર ઓશિયાળાપણું હતું.

પ્રભુએ છેલ્લો સૂક્ષ્મ કાયયોગ પણ રૂંધ્યો. સર્વ ક્રિયાઓનો ઉચ્છેદ કર્યો, ને આંખોને આંજી દેનારું તેજવર્તુલ પ્રગટ થયું. તારાગણોથી વિભૂષિત અમાવાસ્યાની રાત્રિ એકાએક અલૌકિક પ્રકાશથી ઝળહળી ઊઠી. ચારે તરફથી જય જયનાદ સંભળાયા.

" પ્રભુ નિર્વાણ પામ્યા. "

હવામાં શંખ ફુંકાયા, વનમાં દુંદુભિ વાગ્યાં.

સંસારને ઝળહળાવી રહેલો મહાદીપક ચર્મચક્ષુઓની સામેથી બુઝાઈ ગયો. મોહની દારુણ પળો પર ઇંદ્રરાજ વિજય મેળવી હવે સ્વસ્થ થતા હતા ને કહેતા હતા:

"દીપક પેટાવો! દીપાવલિ રચો! પ્રભુ નિર્વાણ પામ્યા!"

અમાવાસ્યાની એ રાત અનેક દીપકોથી ઝળહળી ઊઠી, પણ કેટલાક શંકિતોનાં હૃદય પેલા અંતેવાસીઓ પાસેથી જાણેલી ગુરુ ગૌતમને આપેલા વચનની હકીકતનો જવાબ માગવા ઇંતેજાર હતાં, પણ તેઓએ તો પ્રભુની અવિદ્યમાનતામાં જીવવું અશક્ય માની અનશન લઈ લીધું હતું. હવે તો તેઓ ન બોલવાના હતા—ન ચાલવાના હતા! બીજી તરફ પ્રભુનો નિર્વાણ–ઉત્સવ રચાઈ રહ્યો હતો, શંખ, મૃદંગ ને પણવથી આકાશ ગૂંજી રહ્યું હતું.

૨

**બીજા** દિવસનું પ્રભાત હજી ખીલ્યું નહોતું: ત્યાં સમાચાર આવ્યા કે ગુરુ ગૌતમને પ્રભુના નિર્વાણની જાણ થઈ ગઈ છે, એમનું રુદન વજ્ર હૈયાંને પણ ભેદે તેવું છે. એમના રુદનના શોકભારથી પૃથ્વી પણ ભીંજાઈ ગઈ છે. લતાઓ પરથી ફૂલ કરમાઈને પૃથ્વી પર ઝરી રહ્યાં છે, ને લતાઓ મુરઝાઈ રહી છે. વનમાં વાતાવરણ શોકાકુલ છે. એ મહાજ્ઞાની બાળકની જેમ વ્યાકુલ બની ગયા છે, યુવાન વિધવાની જેમ કલ્પાંત કરી રહ્યા છે: વૃદ્ધ બાપનો સાત ખોટનો દીકરો ફાટી પડે ને જેવો વિલાપ કરે એવો વિલાપ કરી રહ્યા છે, અમારાથી એ જોઈ ન શકાયું. અમે ત્યાંથી નાસી આવ્યા.

ગુરુ ગૌતમ આકાશ સામે ગર્જના કરી પડઘા પાડે છે: “ પ્રભુ ! એવાં તે કયાં મહાપાપ હતાં મારાં કે જીવનભર જાળવીને અંતકાળે અળગો કર્યો ? શું તમારાં વચન મિથ્યા હતાં ? અરે, મિથ્યા કેમ કરીને માની શકું ? પછી આમ કેમ ? ”

અરે, આવા કરુણ સ્વરભાર તો સંસારમાં કોઈના જોયા નથી. માનવીનાં ધબકતાં હૈયાં થંભી જાય એવા શોકસ્વર છે ! સંસારનો કોઈ બાપ, કોઈ મા, કોઈ પતિવ્રતા, કોઈ પુત્ર, કોઈ બહેન, આવું રડી નહિ હોય ! યોગીનાં આવાં અમૂલ્ય આંસુ સંસારે કદી જોયાં નથી !

આખી મેદની નવી વેદના અનુભવી રહી, ઇંદ્રરાજ વિચારી રહ્યા કે અજ્ઞાનીને સમજાવવો સહેલ છે, પણ આ

જ્ઞાનીનો શોક કેમ હળવો કરી શકાશે? સમર્થને શી રીતે સમજાવાશે? અજબ મૂંઝવણ સહુ અનુભવી રહ્યાં.

પગલે પગલે, પળે પળે ગુરુ ગૌતમ સમીપ આવી રહ્યા હતા. પાવાપુરીના સુંદર પાર્વતીય પ્રદેશ પર ગોપજનોની બંસી બજી ઊઠી કે એ મહાગુરુ ધીર, સ્વસ્થ પગલે આવતા દેખાયા. પણ આ શું? આશાતીત દૃશ્ય! વિલાપને બદલે, રુદનને બદલે, હાયકારને બદલે, મહા ગુરુના મુખ પર અપૂર્વ શાન્તિ ને અલૌકિક તેજ હતું. નેત્રોમાં પ્રાપ્તસિદ્ધિનો નવો આનંદ હતો!

અરે, મહાગુરુ તો હસે છે! શું મહાદુ:ખમાંથી પ્રગટ થતું ગાંડપણ તો એમને આવ્યું નથી ને! આખી મેદની સમીપ આવી.

"પ્રભુ ગયા!" ઈંદ્રરાજે બોલવાની હિંમત કરી.

"હા, એ ગયા ને આપણે તરી ગયા. ઈંદ્રરાજ, હાડ-ચામની મોહમાયાની દીવાલો ભેદાઈ ગઈ. જે જીવનથી ન પ્રાપ્ત થયું તે મૃત્યુથી પ્રાપ્ત થયું. મહાપ્રભુના નિર્વાણે મારા નિર્વાણના પંથને નિશ્ચિત કર્યો. સિદ્ધિનાં દ્વાર ખુલી ગયાં."

"શું આપને કેવળજ્ઞાન ઉપજ્યું?"

"હા."

"કેમ કરીને?"

"ઈંદ્રરાજ, સાંભળવું હોય તો સાંભળી લો! ભગવાનનો હું એકાંતરાગી ભક્ત હતો: અને એ એકાંતરાગ મારી પ્રગતિને હાનિકારક નીવડ્યો હતો. આત્મિકપૂજાને બદલે મેં વ્યક્તિ-

પૂજા આદરી હતી. ભાવનાને બદલે એમના દેહનો હું પૂજારી હતો. હું ભાવને બદલે દ્રવ્યનો પૂજારી બન્યો હતો—ને છતાં હું તો માનતો કે મેં તો ભાવપૂજા જ આદરી છે. પ્રભુનો વિરહ મારે માટે અસહ્ય હતો. એ અસહ્યતા જ મારી અશક્તિ હતી. એ કારણે અનેક નાના નવદીક્ષિત સાધુઓ ઝટઝટ સાધ્યને વરી ગયા ને હું એવો ને એવો બેઠો રહ્યો. ભગવાન ઘણી વાર કહેતા:

"ગૌતમ, મોહ અને ભ્રાન્તિનું સામ્રાજ્ય સર્વત્ર પ્રસરેલું છે. અસંખ્ય કોટિ પ્રકાશ એક ચમ્મુ માત્ર રજકણોથી આવરેલો રહે છે. તને ક્યાં ખબર છે કે રાગ એવી ચીજ છે, કે જે સહસ્ર શતાબ્દિઓના સ્વાધ્યાય-સંયમને, તપ-તિતિક્ષાને નિર્માલ્ય બનાવી નાખે છે. સાગરના સાગરને ઓળંગી નાખનાર સમર્થ આત્માને ખબર નથી હોતી કે કેટલીક વાર કિનારા પાસે જ એનું વહાણ ડૂબે છે. સૂરજ છાબડે ઢંકાયો એવી કહેવત કેટલીક વાર જ્ઞાનીઓ સાચી પાડે છે. કારણ કે વિશ્વજીવનના સર્વ નિયમ ચમરબંધી કે ચક્રવર્તિ સહુને સરખા બાધ્ય કરે છે. ગૌતમ, બધાં શુભ-અશુભ, પ્રિય-અપ્રિય, ધર્માધર્મ ત્યાગી દે! નિરાલંબ બન! આલંબન માત્રથી છૂટવું ઘટે. એ વિના સિદ્ધિ ન સંભવે! ગૌતમ, ફરીથી કહું છું; હાડચામની દીવાલો ભેદી નાખ! ક્ષણભંગુર દેહને નજરથી અળગો કર! બાહ્ય તરફથી દૃષ્ટિ વાળી આંતર તરફ જા! જ્યાં ગૌતમ પણ નથી, મહાવીર પણ નથી, ગુરુ પણ નથી કે શિષ્ય પણ નથી!"

"પણ ભકતજનો, હું માનતો કે પ્રભુ બીજાને લક્ષીને કહે છે, સંસારમાં ગૌતમે તો આસક્તિ માત્ર છોડી છે, પણ

અંતરને ઉજળે ખૂણે એક આસક્તિ હતી, પ્રભુના દેહ પરના મમત્વની. દેહ તો ક્ષણભંગુર છે, ચિરંજીવ તો ભાવના માત્ર છે; એ હું જાણતો હતો, ક્ષણભંગુરની ઉપાસના ન હોય, એમ હું સહુને કહેતો હતો, પણ હું જ ભૂલ્યો! છેલ્લી પળે મને અળગો કરી પ્રભુએ મારી ભ્રમણા, મોહ દૂર કરી પોતાનું વચન પાળ્યું. પ્રભુનું મૃત્યુ તો મરી ગયું હતું– મારું પણ મૃત્યુ હવે મરી ગયું. આજ હું કૃતકૃત્ય થયો. મારા હૃદયમાં અનેક દીપકોનો પ્રકાશ ઝળઝળી રહ્યો છે. આજ નવજીવનનો પ્રથમ દિવસ છે.

"પ્રભુએ નિર્વાણ પામી સંસારને સદાને માટે અખંડ પ્રકાશ, ન બુઝાય તેવી જ્યોતિ, માણસ ન ભૂલો પડે તેવો ધર્મ બતાવ્યો છે.

"જય હો મહાપ્રભુનો!"

મેદની વંદી રહી.



# હું પોતે

[ વાર્તા નવમી ]

શિશિર ઋતુના એક સુંદર પ્રભાતે મગધના મહા-જંગલોમાં ભીષણ ઉલ્કાપાત મચી રહ્યો. સામર્થ્યના ઈજારદાર લેખાતા ગજસમૂહોમાં વિદ્વેષનો વડનાવલ ઝબકી ઊઠ્યો. જુથો વચ્ચે ભયંકર સાઠમારીઓ જામી પડી. વિપ્લવ, વિનાશ ને વેરની યાદવાસ્થળી પશુઓના જગતમાં જામી પડી. ભયંકર વનરાજિ કડેડાટ કરવા લાગી. પક્ષીઓ આકાશમાં આધાર શોધવા લાગ્યાં. પશુઓ પાંખોનો આધાર લઈ ઊડી શકે તેમ નહોતાં—એમને ક્યાંય પણ નિરાબાધ સ્થળ ન જડતાં ભાવિભાવને ખોળે વિસામો શોધ્યો.

ઊંડી ઊંડી, મુસદ્દીના હૃદય જેવી અકળ ખીણોમાંથી હુંકાર કરતાં હાથીઓનાં ઝૂંડના ઝૂંડ બહાર ધસી આવતાં હતાં; જાણે આષાઢનું આકાશ ગોરંભાયે જતું ન હોય ! આ પ્રલયસ્વરૂપ ઝૂંડોના માર્ગમાં જે કાંઈ આવતું તે કચરાઈ-ખુંદાઈને પોતાનું અસ્તિત્વ ગુમાવી બેસતું.

પશુસૃષ્ટિના આ સંહાર—નાટ્યના સંચાલક હતા, મગધ-રાજ બિંબિસાર—શ્રેણિકના વનરક્ષકો. માનવગણોના આ મહા વિજેતાએ એમ કલ્પી લીધું હતું કે શહેર અને આમના વિજયોની સાથે વનપ્રદેશ પર પણ સ્વયં વિજય સધાઈ જાય છે. મનુષ્યને જીતતાં પશુઓ સ્વંય જિતાઈ જાય છે. અને આ કારણે મગધપતિએ રાજઆજ્ઞા મોકલી હતી, તેમના વિજયને શોભાવવા રાજકુળ માટે એક મહાન ગજપતિની. ઈંદ્રના રાજહસ્તી ઐરાવતની દેહશોભા ઝાંખી પાડે તેવા ગજરાજની આવશ્યકતા હતી, જે ગજરાજ પર ચઢીને મગધવિજેતા પોતાના ગર્વનાં દુદુંભિ દશે દિશામાં ગજાવી શકે.

એમ તો આ દુદુંભિનાદ માટે વનપાલકો અનેક હાથી-ઓને ક્રમે ક્રમે વશ કરીને રાજધાનીમાં ખેંચી ગયા હતા: કોઈ મદઝરતી હાથણીના મોહમાં, તો કોઈ મઘમઘતા મોદકના મોહમાં ખેંચાઈને મગધની મહાન ગજશાળાના મોંઘેરા મહેમાન બન્યા હતા. ટૂંક સમયની આ મહેમાનગતી બહુ મીઠી લાગે તેવી હતી. સુવર્ણના અલંકારો એમને ચઢવા લાગ્યા હતા, કેસરકુંકુમની ચિત્રાવલિઓ એમના દેહ પર શોભા આપવા લાગી હતી, ખાવા માટે મોદકના મઘ-મઘતા થાળ ને વાંસનાં કૂણાં પર્ણ મોં આગળ વગરમાગ્યાં ઠલવાતાં હતાં. ક્યાં વનવગડાનાં આતાપ—પરિતાપ ને ક્યાં આ નિરાંતની જિંદગી.

સુંદર, અતિ સુંદર! પણ એક દિવસ અચાનક આ માતંગોના દિલમાં એક જૂની ચિનગારી પ્રજ્વલી ઊઠી,—એ ચિનગારી ખોયેલી સ્વાધીનતાની હતી. અરે, આ તો

આપણે બંદીવાન બન્યા. ક્ષણભર તેમના દિલે તોફાન જગાવ્યું. ગજશાળા કિકિયારીઓથી ગાજી ઊઠી. બધે દોડાદોડ થઈ ગઈ. અંકુશો ગંડસ્થળમા ખૂંચી ગયા. તીક્ષ્ણ ભાલાઓ તોળાઈ રહ્યા. વજ્રજંજીરો વેગથી વીંટળાઈ વળી. પ્રણયવિહ્વલ હાથણીઓ દરવાજે આવીને ઝૂમી રહી. મોદકના થાળના થાળ મઘમઘવા લાગ્યા.

ભય અને પ્રેમે, આ માતંગોનાં દિલમાં સળગેલી સ્વતંત્રતાની ચિનગારી બુઝાવી દીધી. આકાશમાં અદ્ધર તોળાયેલી સૂસવાટા મારતી કાળી નાગણ જેવી એમની સૂંઢો નીચી નમી ગઈ. એમની કિકિયારીઓ શમી ગઈ. ગજ-શાળાના અધિપતિએ જાહેર કર્યું કે હવે આ હાથીઓ પાસે ગમે તે કામ કરાવો,–ભાર ઉચકાવો કે સવારીએ ચઢાવો, અરે, વનમાંથી એમના ભાઈઓને દ્રોહ આપીને પકડાવવા માટે પણ વાપરો; હાથીઓ નિર્દંશ થયા છે. સ્વાધીનતાને એમણે છાંડી દીધી છે.

પણ આવા ગુલામ હાથીઓથી ભલે મગધની ગજશાળા શોભી શકે, પણ મહારાજા શ્રેણિક જેવા વીરની સવારી ન શોભે! નરકેસરીની સવારી નિર્માલ્ય જીવજંતુ પર ન હોય. મહારાજા શ્રેણિક જેવી જ અજેયતા, અપ્રતિસ્પર્ધતા, જીવનની ખુમારીવાળો ગજરાજ જોઈએ. મગધરાજે ફરીથી વનપાલકો પર આજ્ઞા મોકલી કે સામર્થ્યના અવતારસમો ગજરાજ મોકલો! ગુલામોનાં ગાનથી રાજદરબાર ન શોભે.

વનપાલકો મુંઝાઈ મર્યા, પણ આ તો રાજઆજ્ઞા! એની અવજ્ઞા એટલે અવસાન! શું બળબળતા બપોર કે શું

વરસતી રાત્રિ : તેઓએ હાથીઓનાં રહેઠાણો તરફ રખડવા માંડયું. આ રઝળપાટ મોતના સાટાનો હતો. સો સોના ટોળામાં સૂતેલી એ મદઘેલી હાથણીઓ પોતાના એક જ સમર્થ પતિથી સનાથ અને સબળ હતી. યુવાન પતિ પોતાની પ્રેમાળ પત્નીઓને નિરાંતની સોડમાં સુવાડી પોતે ચોકીદાર બનીને બેઠો જ હોય ! આકાશ, પવન કે પાણી: ત્રણેમાં કંઈ સંચાર થતાં એ સાવધ થઈ જતો. ગણગણતા એકાદ મચ્છરને પણ એના સમૂહમાં જવાનો અવકાશ નહોતો. જેટલો એ પ્રેમાળ એટલો જ પ્રલયંકર હતો !

છતાં એકનિષ્ઠ સાધનાને સદા સિદ્ધિ વરેલી હોય છે. આ વનપાલકોને એક દહાડો મગધરાજની સવારીને શોભાવે તેવો હસ્તી લાધી ગયો. ખીલતી જવાની હતી. બીજના ચંદ્ર જેવી નાની દાંતુડિયું ઊગતી હતી : પણ શો એનો થનગનાટ ! શું એનું ભુજબળ ! એની સૂંઢ હવામાં એક સપાટો લગાવતી કે ભલભલા હાથીઓનાં હાજાં ગગડી જતાં. હજી ઊગીને તો કાલે ઊભો થયો હતો, પણ એણે વનહસ્તીઓને વાતવાતમાં પડકારી કબજે કરી લીધા હતા. જેઓ એની અધીનતા સ્વીકારવા તૈયાર નહોતા, તેમને રણમાં રોળી નાખ્યા. કેટલાય યૂથપતિઓએ નિરાશામાં પોતાનાં યૂથ એને સોંપી ભેખડ પરથી પડતું મૂકી પોતાનાં ધોળામાં ધૂળ પડતી બચાવી. હાથણીઓ તો સ્વયં વરવા ધસી આવતી હતી. જોતજોતામાં એ ઊગીને ઊભો થતો ગજરાજ અનેક મહાન યૂથોનો સ્વામી બની ગયો.

આ સુંદર જુવાન મગધની ગજશાળામાં આવે તો ? મગધરાજની રત્નજડિત સુવર્ણ પાલખી આની પહોળી પીઠ

પર મંડાય તો ? મોતીની ઝાલરો આ મદભર્યા ગંડસ્થળ પર દ્રાક્ષાવેલની જેમ ઝમી રહે તો ? સો મણનો સુવર્ણઘંટા આ ચાર સમર્થ પગની વચ્ચે ઘંટારવ કરે તો ? કલ્પના વાનર–સંતાન જેવી છે. કર્યા પછી કેડો છોડતી નથી. વનપાલકો આવી આવી કલ્પનાઓથી સ્વયં મુગ્ધ થઈ ગયા.

એક દિવસ સુપ્રભાતે સારા શુકન જોઈને વનપાલકોએ આ યુવાન ગજરાજને પકડવાના પેંતરાનો આરંભ કર્યો. કોઈ એકાંત ખૂણે લટકતો મધપૂડો સહેજ સંચાર અનુભવતાં જેમ સહસ્ર મધમાખોના કાતીલ ડંખો સાથે ગણગણી ઊઠે, એમ વનહસ્તીઓ ધમધમી ઊઠ્યા. બધા પેંતરાઓ તૂટતા ચાલ્યા. ગુલામ બનીને ઠગવા આવેલી—સંસારની કુટ્ટિનીઓ કરતાંય કપટી–શોભાભરી હાથણીઓ પણ નિષ્ફળ નીવડી. લીલાં ઘાસ ને સેંજળ નવાણ નકામાં થયાં. પેલા યૂથપતિને કોઈ લલચાવી ન શક્યું.

સામર્થ્યની છેલ્લી ચિનગારી બંને પક્ષ તરફથી ઝગી ઊઠી. મારફાડ, ભાંગતોડ, વિસર્જન ને વિનાશ આરંભાયાં. વનના રાજા ને દેશના રાજા વચ્ચે હરીફાઈ આરંભાઈ, પણ વનનો રાજા વિજય પર વિજય સાધતો ચાલ્યો. એણે વીણી વીણીને વનપાલકોનો નાશ કર્યો. છેતરવા આવેલ ગુલામ હાથીઓનો વિનાશ કર્યો. પ્રલયના ઝંઝાવાત સમો એ હવે વનના ખંડેખંડમાં પોતાની આણ વર્તાવતો ઘૂમવા લાગ્યો.

સત્તાભિમાની જીવોનાં યુદ્ધ સત્યાનાશ વિના થંભતાં નથી. મગધના પાટનગરમાં આ વિનાશના ખબર પહોંચ્યા. નવી મદદ મોકલાઈ, પણ તેઓ જૂનાઓની જ ગતિને પામ્યા.

વનના આ રાજાએ હવે ગામનગર ઉપર ભીંસ શરૂ કરી, મનુકુળના વંશજને દીઠો ન છોડવાની નીતિ અખત્યાર કરી. ગામનાં ગામ ઉજ્જડ બનતાં ચાલ્યાં. પ્રજાપોકાર ઉગ્ર બન્યો.

રાજવંશના એક કાલ્પનિક શોખ ખાતર આટલો મહામૂલો ભોગ! આ સત્યાનાશ!

પ્રજાપ્રેમી મગધરાજના શ્રવણે આ પોકાર અથડાયો. પોતાની મનોભાવનાનું આ ભૂત હતું. એનો નાશ કરવા સ્વયં આગળ આવ્યા. સાથે સાથે તેમના શૂરા સમર્થ પુત્રો પણ પોતાના હાથીઓ સાથે મેદાને પડ્યા. સહુએ વયોવૃધ્ધ પિતાને પાછા વાળ્યા ને પેલા પ્રલયમૂર્તિનો નાશ કરવાના શપથ લીધા. મગધના બત્રીસા પુરુષોની આજ કસોટી હતી. અજેય ગણાતા યોદ્ધાઓ આજે કીડી પર કટક લઈ ચાલ્યા હતા.

વનપતિ સહુના સ્વાગત માટે તૈયાર હતો. એણે એક પછી એક રાજપુત્રોને ભગાડવા માંડ્યા. મૂછોના વળ ને શસ્ત્રોનાં પાણી ઊતરવા લાગ્યાં. મગધના પાટવીકુમાર પાછા હઠ્યા. યોધ્ધાઓએ આ વિનાશરૂપને ખસીને માર્ગ આપ્યો. હવે શું? કયા મુખે તેઓ રાજગૃહી તરફ પાછા ફરશે? રણ-ક્ષેત્રમાંથી કદી પીઠ ન ફેરવનાર મગધરાજ તેમનું કેવી રીતે સ્વાગત કરશે? વિચારવમળમાં ગોથા ખાતા સહુ સ્તબ્ધ ઊભા હતા, અને સામે પહાડની કરાડ પરથી યુવાન ગજરાજ પથ્થરની ભયંકર વર્ષા કરી રહ્યો હતો!

નાહિંમતની એક ઘેરી વાદળી બધે છવાઈ રહી હતી. ત્યાં જેમ વાદળ ચીરીને વીજ ઝબૂકી ઊઠે તેમ એક કડાકો થયો. સહુએ જોયું કે પહાડની પેલી કરાડથી થોડે દૂર એક

યુવાન ઊભો હતો : સિંહ સમી છાતી કાઢીને, સૂંઢ જેવા બાહુ પ્રસારીને, અગ્નિ સરખી આંખો તકતકાવીને! એણે ગજરાજને પડકાર આપ્યો. ગજરાજે પડકાર ઝીલીને ધસારો કર્યો. અરે, આ તો કુમાર નંદીસેન!

ગજબ થયો. રાજકુંવર છુંદાઈ ગયો સમજો. આજે મગધની નગરીના દીવાઓ શોકથી બુઝાઈ જશે. સામર્થ્યના પુંજ સમા પશુ પાસે એકલા માનવીનું શું ગજુ? સહુએ ત્રાસમાં આંખો મીંચી : પણ એક કિકિયારીએ સહુના કાન ભેદી નાખ્યા. એ ચિત્કાર સર્વનાશનો નહોતો, વિજયનો હતો. વનનો રાજા જોતજોતામાં વશ થયો હતો. પેલો કુમાર ગંડસ્થલ પર ચડી બેઠો હતો : ને બંને ધીરે ધીરે છાવણી તરફ આવી રહ્યા હતા. વંશવૃક્ષોમાંથી વહેતો વનનો પવન જાણે વિજયવેણુ બજાવી રહ્યો હતો.

" કુમાર નંદીસેનનો જય હો !" માનવમેદનીમાંથી જયજય નાદ ગાજી ઊઠ્યો.

" કુમાર, તમે ઈંદ્ર જેવા સમર્થ છો!" એકે પ્રશંસા કરી.

" અરે, મહા વીર જેવા ધીર છો !" બીજાએ અનુમોદન આપ્યું અને પછી તો પ્રશંસાનો પ્રવાહ વિવેકની મર્યાદા તોડીને પૂરપાટ વહી નીકળ્યો.

" આ બધી પ્રશંસાનો ભાગી કોણ ?" કુમાર નંદીસેનના અંતરમાંથી જાણે કોઈએ પ્રશ્ન કર્યો. એકાએક અંદરથી જ—હૃદયના ઉંડાણમાંથી જવાબ આવ્યો.

"હું પોતે....નંદીસેન!" નંદીસેનનું મસ્તક એક અજાણી ખુમારીમાં ટટ્ટાર થઈ રહ્યું હતું.

૨

**ઊગતા** સૂરજની પૂજા કરવાના ધર્મવાળી પ્રજા આજે ગોખે ને ઝરૂખે ચઢી હતી. મગધરાજ પેલા મદોન્મત્ત ગજરાજ ઉપર ચઢીને ઉદ્યાન તરફ જતા હતા. જે પ્રજા મહિનાઓથી જેના વિષે અદ્ભુત વાતો કરતી, એ પ્રજા આજે એ ગજરાજને નિહાળવાને બદલે બીજે જ નીરખી રહી હતી. સામર્થ્યના અવતાર સમા, શ્વેત અશ્વારૂઢ કુમાર નંદીસેનને નીરખવા મગધનાં તમામ નયનો આતુર બન્યાં હતાં.

એકલે હાથે મોત સાથે બાખડનાર, ક્ષણમાત્રમાં યમ-રાજના સહોદરને વશ કરનાર, કુમાર નંદીસેન ખરેખર સામર્થ્યના દેવસમો દીપતો હતો. બ્રહ્મચર્યનું ઓજસ એના દેહ પર ઝગારા મારી રહ્યું હતું. એનું અંગેઅંગ જાણે કોઈ ભવ્યતાનું શિખર હતું. પુષ્પો વેરતી કુમારિકાઓ આવો પરાક્રમી પતિ મેળવવાના કોડ કરતી હતી. સતી સ્ત્રીઓ પોતાના પતિમાં આવો દૈવી અંશ ઊતરે એ માટે આંકાક્ષા કરતી હતી. નગરની ઉત્તમ વારાંગનાઓ જો આવો સાથી-દાર મળે તો જીવનભર કુલવધૂ રહેવાના શપથ લેતી હતી.

નર ને નારી, સામર્થ્ય ને સૌન્દર્ય, પરાક્રમ ને પૂજા: સંસારનાં આ દ્વંદ્વોએ કામ શરૂ કર્યું હતું. દેશદેશની રૂપલાવણ્યભરી કન્યાઓનાં કહેણ નંદીસેનને માટે આવ્યાં હતાં. આર્યાવર્તનો રૂપરાશિ આ સામર્થ્યના અધિદેવને ચરણે ન્યોછાવર થવા તૈયાર હતો. સૌંદર્યને સૌંદર્ય ખપતું

નથી, સામર્થ્ય ખપે છે. નારી નયનસુંદર નર ઇચ્છે છે, પણ એથી ય વધુ તો પરાક્રમી પતિને વરવાના એને કોડ હોય છે.

આટઆટલાં આમંત્રણ–નિમંત્રણ ! આટઆટલા જયજય નાદ ! ગઈ કાલ સુધી જેને પોતાના સામર્થ્યે વિષે ખ્યાલ નહોતો, એ કુમાર નંદીસેનને આજે અજાણ્યો ગર્વ સ્પર્શી રહ્યો હતો.

“ મગધનો મહામાનવ કોણ ? ” અંતરમાંથી પ્રશ્ન ઊઠતો.

“ હું પોતે. ” અંતર તરત જવાબ વાળતું.

આવો મહામાનવ શું કામદેવના શરને વશ થાય ? સ્ત્રીઓની બાલચેષ્ટાને નમે ? માણસનું અભિમાન ઘણીવાર માણસને બચાવે છે. નંદીસેનને એનું હુંપણાનું અભિમાન સૌંદર્યનો વિજેતા બનાવી રહ્યું. એના દ્વાર પરથી કલિંગની કામણગારી સ્ત્રીઓ, બંગની પતંગિયાં જેવી રૂપભરી મોહિનીઓ, અંગની જોતાં જ અનંગની યાદ જગાડે તેવી અધીર યૌવનાઓ: સાકેતની કાળાં ભમ્મર કેશકલાપવાળી કામિનીઓ નિરાશ વદને પાછી ફરી.

કુમાર નંદીસેને સહુને એક જ વાત કહી: “ હું કોણ ? મૃત્યુજેતા ! મને કોઈ નારી વ્યાકુળ બનાવી જાય એ ન બને ! ”

દિવસો વિતતા ચાલ્યા. એક વાર જ્ઞાતપુત્ર મહાવીર બાહ્યોદ્યાનમાં પધાર્યા. બુદ્ધ અને મહાવીરના પૂજારી મગધરાજે ભાવપૂર્વક પૂજા કરી. દેશના સાભળી. જ્ઞાતપુત્ર મહાવીરની વાણી એટલે અદ્ભુત સંજીવની! બારે મેઘ જાણે સાથે પૃથ્વીને રસાળ કરવા તૂટી પડ્યા, કઠોર હૈયામાંય

જાણે કુંપળો ફૂટી! એ વાણીમાં સંસારની માયા છોડવાના, જીવનના મહાશત્રુ રાગદ્વેષને જીતવાના શંખનાદ હતા.

આ શંખનાદ સાંભળીને કેટલાય રાજવીઓ રાજપાટ મૂકીને, રાજકુમારો રાજપ્રાસાદો તજીને, યોદ્ધાઓ જીતનાં મેદાન છાંડીને, શ્રીમંતો લક્ષ્મીને રઝળતી કરીને એમની પાછળ ચાલી નીકળ્યા હતા. ખુદ મગધરાજના રાણીવાસમાંથી નવકિસલય સમી કોમળ નવોઢાઓ અને કલૈયાકુંવર જેવા રાજકુમારો પણ ભેખ સ્વીકારવા આગળ આવ્યા હતા.

પણ વૈરાગ્યનાં વ્રત તો અસિધારાથી ય વધુ તેજ હતાં. હારી હારીને કેટલાય પાછા ફર્યા હતા. પણ પરાજયથી ડરીને જયની આશા છોડનારાઓમાંના નંદીસેન નહોતા. જેને કોઈ જીતી ન શક્યું, એને જીતનારને સંસાર શું છંછેડવાનો હતો!

" હું સાધુ બનીશ. " કુમાર નંદીસેને ઉચ્ચાર્યું.

" તું બેટા? વૈરાગ્ય એ કંઈ વાતોના તડાકા નથી, ભલભલા કાન પકડી જાય. હજી તું નાનો છે! "

" હું નાનો છું? નાનો એવો તીખારો પણ શું વનનાં વન દહી શકતો નથી? "

" પણ વૈરાગ્યનાં વન દહવાં સુલભ નથી. "

" નંદીસેનને શું અસુલભ છે? હું કોણ? "

અને સર્વ ઉપાધિનો ત્યાગ કરી નંદીસેન સાધુ બન્યા. કોઈએ એમને સંન્યાસ ન આપ્યો તો સ્વયં સંન્યાસી બન્યા. અડગ વ્રત, અને ઉગ્ર તપશ્ચર્યા એમનાં સદાનાં સંગી બન્યાં.

વનહાથીને નાથવા જેટલા જ વીરત્વથી માયાની બધી ગાંઠો તોડી નાખી. યૌવનની વસંત આવે એટલે કહો કે ન કહો, જીવનનાં કેશુડાંને ફૂલ આવવાનાં જ! ભર તારુણ્ય ને ઉપરથી તપશ્ચર્યાનું તેજ! સંન્યાસીનું રૂપ ફાટફાટ થવા લાગ્યું. વૈરાગીઓ પણ એમના મદનમોહન રૂપને વખાણતા, પછી સંસારીઓની શી વાત?

આવું રૂપ, આવી સૌંદર્યજ્યોત: અને પછી જ્યોત હોય ત્યાં પતંગિયાંને ઝંપલાવતાં શી વાર? આ મહાસંન્યાસી ઘણીવાર વિચારતા: "ધિક્કાર છે આ રૂપને? માયામોહનું નિમિત્ત બનનાર આ રૂપનો નાશ થાઓ!" આ માટે તેઓ ભયંકર કષ્ટો સહન કરવા લાગ્યા.

"ખરેખર મહાતપસ્વી, મહાયોગી!" લોકો વંદન કરતા કહેતા.

"હું પોતે મહાયોગી! અરે, મને શું અશક્ય છે?" સંસારમાં સર્વ છોડનારને ગર્વની રેખા સ્પર્શી જતી.

૩

"ધર્મલાભ!"

"ના, યોગીરાજ, અર્થલાભ! જે ધર્મથી અર્થનો લાભ ન થાય એ ધર્મ શા કામનો?"

"અર્થનો લાભ? અળસિયાંને માત્ર ગારો અને પાણી? સુંદરી, જા તને અર્થલાભ!" અને સાધુરાજે નિમિષમાત્રમાં પોતાની સિદ્ધિથી પાસે પડેલા પાષાણને સુવર્ણમય બનાવી દીધો.

"સુંદરી, વધુ કંઈ ઈચ્છે છે?"

"મહારાજ, અર્થોપભોગ! અર્થ મળે શું થાય? મેળવવું ને ભોગવવું: બન્ને વચ્ચે ઘણું અંતર છે. જીવનસાથી બની અર્થનો ઉપભોગ કરાવનાર પણ કોઈ જોઈએને?"

"એટલે?"

"એટલે?" સુંદરીએ એક સુંદર આળસ લઈ અંગમરોડ રચતાં કહ્યું: "એટલે કોઈ સાથીદાર. જેને જોઈ જીવતાં મરવાનું મન થાય તેવો યોગી. ભિખ્ખુરાજ, નર અને નારી: એ પણ ભવ્ય સુંદર યોગ છે ને."

"સુંદરી, યોગી પાસે આવી પાપમય વાતોનો અર્થ?"

"યોગીરાજ, જળમાં કમળને રહેવાનો કંઈ અર્થ?"

"હું કંઈ ન સમજ્યો, કુશળ નારી!" સંસારની અંધારી અટવીઓનો અજાણ્યો આ સંન્યાસી મૂંઝાતો હતો.

"નારીથી શા માટે કરીને ભાગો છો? નિર્વીર્ય ન બનો. નિર્લેપતા શીખો! નારીની સોડમાં સૂતેલા યોગીને એનો યોગ સાચો હોય તો અસ્વસ્થતા કેમ સંભવે! શું ભોગી કે શું યોગી: બધાય સ્ત્રીથી એક સરખી કંપન અનુભવનારા? આ અધરને સ્પર્શ કરતાં શું તમારું દિલ પણ બે-કાબૂ બની જવાનું? આ કદળી કેળ સમી જંઘા તમને યોગીને નરકના દ્વારને બદલે સ્વર્ગ-સુખનું દ્વાર લાગવાની? આ અમારાં માખણશાં ગાત્રો તમને જીવનની અનિત્યતાને બદલે જીવન-સુખની નવીનતા જેવાં ભાસવાનાં? જાણે ભોગીની જેમ યોગીને પણ સ્ત્રીની પાસેથી નાસી છૂટવા સિવાય કોઈ મોટો

ધર્મ નહીં ? સંસારના ભેદ ભાંગ્યા, પણ નર ને નારીનો ભેદ તમારા મનમાંથી ન ભાંગ્યો ? યોગી એટલે કાયર ?"

"કોણ કાયર ? હું પોતે ?" નંદીસેનના પુરુષત્વે જાણે ટંકાર કર્યો, "સુંદરી ! સજાવ તારા સાજ ! દીપાવ તારી રંગશાળાને. યોગીની પણ ખૂબી તો નીરખી લે !"

યોગી નંદીસેન સુંદરીના આવાસમાં વાસો કરી રહ્યા.

૪

શરદ, વસંત ને વર્ષા : અનેકવાર પૃથ્વીની પરકમ્મા કરી ગયાં. મગધની એક મહાવારાંગનાને ત્યાં રહેલા નંદીસેન પોતાના આ કૃત્યના બદલામાં એક પ્રાયશ્ચિત્ત કરતા હતા—

—રોજ પોતાના ઉપદેશથી દશ જણાને વૈરાગ્યવાસિત કરવાનું.

વારાંગનાએ સતીધર્મ સ્વીકાર્યો હતો. મખમલની સેજ, માનુનીનો સાથ, મદનજ્વર વ્યાપે તેવા વાતાવરણ વચ્ચે યોગી આવીને વસ્યા હતા. ભ્રમર કમળપુષ્પની કેદમાં હતો. ધારે તો ભેદી શકાય તેમ હતું, બાકી જંજાળ પણ નહોતી: છતાં દિલ માનતું નહોતું. યોગી બધું તજી શકે પણ કંઈ દિલને તજી શકે છે ? મોહથી શિષ્ય ગુરુને ન તજે, પુત્ર પિતાને ન તજે, એ પાપ નહીં–તો યોગી આ સુંદરીને ન તજે તેમાં શું પાપ ? છતાંય સંસાર આને પાપ માનતું હતું, કારણ કે યોગીના સંસારયોગની એને ભાળ નહોતી.

આ કમળનાળના તંતુ વધુ ને વધુ વીંટાતા જતા હતા, પણ યોગી નંદીસેન પોતાના કર્તવ્યમાં લેશમાત્ર

સ્ખલન પામતા નહોતા. મગધની આ મહાવારાંગનાને દ્વારે આવતા દશ જણાને વૈરાગ્યવાસિત કરવાના શપથ ચાલુ જ હતા.

પણ આજે સહેજ ઉતાવળ હતી. ગ્રીષ્મનો તાપ પૃથ્વીને અકળાવી રહ્યો હતો, આમ્રકુંજમાં એક ઝુલે ઝુલવાનો બંનેએ નિર્ણય કર્યો હતો. જલદી ભોજન સમાપ્ત કરવાનું હતું. યોગીરાજે નવ જણાને તો વૈરાગ્યવાસિત કરી દીધા હતા.

દશમો વૈરાગ્યની દીક્ષા લેવા તૈયાર નહોતો. મગધનો એ મહા સુવર્ણકાર હતો. એને હાથે સુંદરીઓના અનેક અલંકારો સર્જાયા હતા, અને એથી એના જીવનમાં સૌંદર્યભરી સ્ત્રીઓ અલંકારરૂપે વસી હતી. અલંકાર સુંદર લાગે ત્યાં સુધી પહેરવું, જૂનું થાય તો ભાંગીને વળી નવું સર્જવું. વર્તમાન સંસારને દુઃખી કરી ભવિષ્યકાળનો સંસાર ઉજ્જ્વળ કરવાની એની લવલેશ તૈયારી નહોતી.

અનેક યુક્તિપ્રયુક્તિઓ, અનેક દાખલાદલીલો; પણ આ કાળમીંઢ ન ભીંજાણો. ગ્રીષ્મનો મધ્યાહ્ન તપે તે પહેલાં પ્રસ્થાન કરવાની તૈયારીને વિલંબ પોસાતો નહોતો. પીરસેલાં ભોજન ઠંડાં થતાં જતાં હતાં.

"કુમાર, કેટલો વિલંબ ?" વારાંગના કંટાળી હતી.

"સુંદરી, નવ તો સમજ્યા, એક જ બાકી છે. દશમો દીક્ષિત ન મળે તો મારી પ્રતિજ્ઞા તૂટે."

"તો દશમા તમે !" સુંદરીએ મધુર કટાક્ષ કર્યો.

"કોણ? હું પોતે?" ને નંદીસેન ઊંડા વિચારમાં ઊતરી ગયા. પશ્ચિમનો પવન જેમ આકાશના ગોરંભાને ભેદી નાખે, એમ એમની નજર સામેથી માયાવી સૃષ્ટિ સરી ગઈ.

"હું પોતે! મગધરાજનું સામર્થ્યવંત સંતાન, દુર્ઘર્ષ ગજરાજને નાથનાર, સંસારના સૌંદર્યરાશિને નકારનાર, ભિખ્ખુ-ઓમાંનો મહાભિખ્ખુ આજે ક્યાં? સાગરનો સાવજ આજે કયા ખાબોચિયામાં? શું કારણ? કોણ કારણ?" અને નંદી-સેનનું મસ્તક નીચે ઢળી ગયું. એમનાં નયન પૃથ્વી ખોત-રવા લાગ્યાં.

"શું કારણ? કોણ કારણ?" નંદીસેન જવાબ ખોળી રહ્યા, ત્યાં જાણે ધીરેથી કોઈ બોલ્યું: "કારણ હું પોતે."

"સુંદરી, વિદાય આપ! શક્તિ સાંપડયે ગર્વ નહિ, નમ્રતા સાંપડે તો જ કલ્યાણ થાય. 'હું પોતે'ના મહામંત્રે લૌકિક વિજયો અપાવ્યા, અને એજ ખુમારીએ આજ મને જીવતો ભંડાર્યો! વિદાય, સુંદરી વિદાય!"

અને નંદીસેન વિનમ્ર હૃદયે રંગભુવન છોડી બહાર નીકળ્યા. સુંદરી સ્તબ્ધ બનીને નીરખી રહી. ગ્રીષ્મોત્સવની મંદારમાલાઓ, ચંદનશલાકાઓ, શીતલ પેયો અને મધુરાં ખાદ્યો એમ ને એમ પડયાં રહ્યાં.

વરસી ગયેલી વાદળી સમાન હલકી બનેલી વારાંગના અદૃશ્ય થતા યોગીની પીઠને વંદન કરતી બોલી:

"યોગીરાજ! ધન્ય હું પોતે!"



# પિતૃહત્યાનું પુણ્ય

[ વાર્તા દસમી ]

ઈ. સ. પૂર્વેની આ કથા છે.

પ્રભુ મહાવીરના નિર્વાણને એકાદ સૈકાનો આંતરો પડચો હતો, એવે ટાણે: ગંગા અને સોન નદીનાં નિર્મળાં નીર, જ્યાં સંગમ પામીને પાછાં વળે છે; એવા પાટલીપુત્રના રાજમહેલ ઉપર, મગધપતિ મહારાજા નવમા નંદની દોમદોમ બાદશાહી ગાજી રહી હતી. કાષ્ઠના ઊંચા દુર્ગના દરવાજા-ઓમાંથી પસાર થતા, સોનાની સાંકળોએ બંધાયેલા હાથીઓ-ના ઘંટારવો મધુરું વાતાવરણ સરજી રહ્યા હતા. કિલ્લાના બૂરજે બૂરજ ઉપર પહેરો ભરતા શાહીસંત્રીઓનાં લોહકવચો સૂર્યના પ્રકાશમાં તેજકિરણો નાખી રહ્યાં હતાં. પાટલીપુત્રના દેવમંદિરોમાં શાંતિની આરતીઓ ઊતરી રહી હતી; ને વર્ષો સુધીની ખૂનખાર લડાઈઓ પછી, રાજસામંતો ને સરદારો હવે નિશ્ચિંતતાની બંસરી બજાવી રહ્યા હતા.

અને એવે ટાણે મહારાજ નંદરાજ સિંહાસને ચઢી, કવિઓ અને સાહિત્યકારોની બિરુદાવળીઓ સાંભળતા હતા, સાંભળીને રીઝતા હતા. રીઝીને મોંમાગ્યાં દાન કરતા હતા. કવિઓ અને સાહિત્યકારો મહારાજાને ખમા ખમા કરતા એમને 'દાનેશ્વરી કર્ણ'ની–એવી એવી અનેક ઉપમાઓ આપતા હતા, દેશ–વિદેશથી કળાકારો ને સાહિત્યકારો પાટલી-પુત્ર તરફ વહી રહ્યા હતા.

અરે, શિશુનાગ વંશનું જડાબીટ કાઢી, શત્રુઓની છાતી પર પગ મૂકી મગધની ગાદી મેળવનાર મહાનંદનાં શા વખાણ કરવાં?

ઉગ્રસેન અને મહાપદ્મ-આવાં બબે બિરુદ નંદરાજે મેળવ્યાં હતાં. એના તલવારના ઘા એવા પ્રચંડ હતા, એનાં યુદ્ધો એવાં ઉગ્ર હતાં કે એક પછી એક જાનપદ રાજ્યો એની સીમામાં ભળી ગયાં હતાં. ક્ષત્રિયોનો તો એ કાળ હતો. અને એટલે કવિજનો એને 'સર્વક્ષત્રાન્તક' કહેતા. પણ નંદરાજ કેવળ લડવૈયો હતો એમ કહેવું પૂરતું નહીં થાય. ધન તો એમના ખજાનામાં પડ્યું પડ્યું હાંફતું હતું.

પૃથ્વીનો એ બીજો કુબેર હતો!

ધરતીનો એ બીજો કાર્તિકેય હતો!

અરે, એને કઈ કઈ ઉપમાઓ ન અપાય?

ઉપમાઓનાં પૂર ઓછાં થાય તો મહારાજની કદરદાનીનાં પૂર ઓછાં થાય! સોનૈયાના ટંકારવ સાથે કવિ અને

સાહિત્યકારોની જીભ સ્વયં સરસ્વતી સામે હોડ માંડી બેસતી. એમાંય વિદ્વદ્વર વરરુચિની જિહ્વા એટલે ?

સાક્ષાત સાહિત્યદેવીનો પુનર્જન્મ! એની એક એક ઉપમા ઉપર રાજસભા વારી જતી! એક એક શ્લોક-પંક્તિ પર આખો સભાગૃહ ડોલી ઊઠતો. ધન્યવાણી, ધન્ય-વાર્તા, ધન્ય વિદ્વતા! અને આ પોકારો પર મહારાજા નંદ પણ ઉછળી પડતા. મોંમાગ્યું દાન આપતા! મોં માગી જાગીર અક્ષતા! અને આમ ને આમ વિદ્વાન વરરુચિને પોરસ ચઢતો.

તેમાંય આજે તો એ પોરસની પરિસીમા આવી ચૂકી હતી. વિદ્વાન વરરુચિના મુખમાંથી સાક્ષાત ફૂલડાં ઝરતાં હતાં કે મોતીનો વરસાદ વરસતો હતો; એ કોઈ કહી શકે તેમ નહોતું. મહારાજાની છાતી વેંત વેંત ફૂલી રહી હતી. સભા તો મંત્રમુગ્ધ બની ડોલી રહી હતી. મહારાજાએ પડકાર કર્યો.

“વરરુચિ! જે જોઈએ તે માગી લો! હું તમારા પર પ્રસન્ન છું!”

સરસ્વતીના ઉપાસક વરરુચિ નમસ્કાર કરી ઊભા રહ્યા. લક્ષ્મીની આકાંક્ષાનો વિચાર એમને મૂંઝવી રહ્યો. તેઓ કંઈ માગવા જતા હતા ત્યાં તો વળી આ શું બન્યું?

ખુદ મહામાત્ય શકટાળ, વફાદારીની વયોવૃદ્ધ પ્રતિમા-સમા મહામંત્રી, મહારાજાની સામે, સભાગૃહની મધ્યમાં આવી હાથ જોડી ઊભા રહ્યા અને નતવદને બોલ્યા:

“મહારાજ! મારું એક નમ્ર નિવેદન છે!”

" મંત્રીરાજ! થોડીવાર થોભી જાઓ! તમારું નિવેદન મારા શિરમસ્તક ઉપર છે, પણ વિદ્વતાની કદર કરી લેવા દો! જગતને જાણવા દો, કે મહારાજા મહાનંદ શસ્ત્રની સાથે સરસ્વતીનાં સન્માન પણ કરી શકે છે. "

" મહારાજ! અવિનય થાય તો માફ કરશો! એ કદર અંગે જ મારું નિવેદન છે!"

મંત્રીરાજ કંઈ કેફમાં તો નથીને! ગવાક્ષમાં બેઠેલી રાજરમણીઓએ સાહિત્ય–રસની આતુરતામાં હાથ પછાડયા. સભામાં મંત્રરાજ વિરુદ્ધ ગણગણાટ શરૂ થઈ ગયો. પણ મંત્રીરાજની સામે એક અક્ષર પણ બોલવાનું સામર્થ્ય કોઈનું નહોતું, ખુદ મહારાજા પણ તેમની અવગણના કરી શકે તેમ નહોતા, કારણ કે આ સિંહાસનની હસ્તિનો ઘણો યશ એ વૃદ્ધ મંત્રીને આભારી હતો. મહારાજા પદ્મનંદના મૃત્યુ પછી રચાયલી કારસ્થાની ને કુટિલતાની જબરદસ્ત જાળો ભેદીને સિંહાસનનો માર્ગ સાફ કરનાર મહામંત્રી કલ્પકનો વંશજ આ જ ધીર–વીર હતો. વફાદારીનાં લોહી વંશપરંપરાથી એમાં વહેતાં હતાં!

મહારાજાએ કંઈક બેચેનીપૂર્વક કહ્યું, " ભલે મંત્રીરાજ! જે કહેવું હોય તે ટૂંકમાં પતાવો!"

" મહારાજ, દાસનું નિવેદન એટલું જ છે કે વિદ્વાન વરરુચિને કહો કે જૂનાં કાવ્યો ફરી ફરી ન સંભળાવે! નવીન રચના કરો! દાન નવીનતાને જ શોભે! આ દરબારમાં એઠું સાહિત્ય શા માટે પિરસાય? કાલે લોકો કહેશે કે મહારાજ કેવલ શસ્ત્રમાં સમજે છે, શાસ્ત્રમાં એમનું શું ગજું!"

"કોણ કહે છે કે મારાં કાવ્યો જૂનાં છે!" વેદપાઠી વરરુચિનો ગંભીર સ્વર સભાને ધ્રુજાવી રહ્યો.

"પંડિતવર વરરુચિ! હું કહું છું. શાન્ત થાઓ," તદ્દન ધીમે પણ દૃઢ સ્વરે મંત્રીરાજે કહ્યું, "ફરીથી હું કહું છું કે એ કાવ્યો મેં સાંભળેલાં છે, ને પુરાણાં છે!"

"એની ખાતરી!!" વરરુચિ ક્રોધથી ધમધમી રહ્યો હતો.

"હું તો શું, મારી સાતે પુત્રીઓ આપનાં કાવ્યો સાંભળતાંની સાથે જ કહી સંભળાવશે!" જાણે કંઈ ગંભીર વાત ન હોય તેમ સામાન્ય ઢબે મંત્રીરાજે જવાબ આપ્યો.

"બોલાવો તમારી પુત્રીઓને! મારે અત્યારે ને અત્યારે સત્યાસત્યનો નિર્ણય કરવો છે!"

"ભલે, તો ત્રાજવાં તૈયાર છે!" અને મહામંત્રી ખુદ પોતાની પુત્રીઓને બોલાવવા રવાના થયા. સભાગૃહ તો સ્તબ્ધ બની ગયું હતું. થોડી વારમાં તો સાતે પુત્રીઓ આવીને હાજર થઈ. એકને જુઓ એકને ભૂલો! શશી–સૂર્યનાં તેજકિરણોના સમુચ્ચયથી બનેલી હોય એવી એ પુત્રીઓ સભાને એક ખૂણે આવી બેસી ગઈ.

વરરુચિ ગોઠણભેર થઈ ગયો હતો. શકરા બાજનું તેજ એની આંખોમાં ચમકી રહ્યું હતું. એણે એક હાથે શિખાની બાંધ–છોડ કરી અને ગંભીર સ્વરે શ્લોકપંક્તિ ઉચ્ચારી! શ્લોકનો શબ્દે શબ્દ સભાગૃહના ઊંચા ગુમ્બજોમાં પડઘા પાડી

ઊઠયો. સભાજનો પણ બોલી ઊઠયા: "શાબાશ વરરુચિ; ખરેખર નવી જ કલ્પના!"

વરરુચિ પણ મસ્ત નજરે મંત્રી અને તેની પુત્રીઓ સામે જોઈ રહ્યો. વિજય માટે એને સહેજ પણ સંદેહ નહોતો. મંત્રીરાજે માથું હલાવ્યું ને પુત્રીઓને શ્લોક કહી સંભળાવવા આજ્ઞા કરી.

એક પછી એક પુત્રી વીજળીની ઝડપે એ બોલી ગઈ. સભામાં હર્ષધ્વનિ થઈ રહ્યો. વરરુચિને જમીન–આસ્માન એક થતું લાગ્યું.

"પંડિતવર્ય, બીજી રચના સંભળાવો! વિશેષ ખાતરી કરીએ!" મહારાજા નંદે મૂછોના આંકડા ઉપર વળ દેતાં કહ્યું.

વરરુચિએ બીજી નવીન રચના રજૂ કરી. એમાં આર્યાવર્તના અજોડ પાંડિત્યના ટંકાર હતા: રાજસભા જીતવા માટેનાં એ અજેય બાણ હતાં, પ્રતિસ્પર્ધીને એનાથી વીંધાયા વિના છૂટકો નહોતો. પણ આ શું? એક પછી એક મંત્રી–દુહિતાઓ જાણે જમાનાથી કંઠસ્થ કરેલ હોય તેમ શ્લોકો બોલી ગઈ. ગગન-વિહારી ગરુડરાજ પારધીના તીરે જેમ વીંધાઈ જાય, ને તરફડિયાં મારતો પૃથ્વી પર પટકાઈ પડે, એમ વિદ્વાન વરરુચિ પોતાના આસન પર પટકાઈ પડયા. હવાનાં વહેણ બદલાતા જેટલી વાર, એટલી પ્રજાના અભિપ્રાય બદલાતાં વાર! વરરુચિને વખાણતી સભા હવે એની સામે ટીકા કરવા લાગી.

કેડેથી અંકોડે અંકોડા ઢીલો થયેલો મુમુર્ષુ સાપ છેલ્લીવાર ફેણ પ્રસારી ફુંકાર કરી ઊઠે એમ ત્રીજી ને

છેલ્લી વાર સર્વસ્વની હોડ લગાવીને એ મહાવિદ્વાને પોતાની કાવ્યપંક્તિઓ ફેંકી. અદ્ભુત લાલિત્ય એમાં હતાં. અલંકાર ને ઉપમાની પરિસીમા એમાં હતી. આ કૃતિ તો તદ્દન નવીન, ગૂઢાર્થ વાળી ને અર્થગંભીર હતી, સભાનો મત ફરીથી બદલાતો લાગ્યો. વરરુચિનો વિજય હાથવેંતમાં જોવાયો, સહુની આંખો પ્રધાન–પુત્રીઓ પર ક્ષણવાર થંભી ગઈ.

પ્રધાનપુત્રીઓ ક્ષણવાર થંભી ગઈ ને પછીથી તો કડકડાટ પંક્તિએ પંક્તિ, શબ્દેશબ્દ, પદેપદ, હ્રસ્વેહ્રસ્વ ને દીર્ઘદીર્ઘ બોલી ગઈ.

વરરુચિ ઘવાયેલા વાઘ જેમ તરફડતો ઊભો થઈ ગયો. એનો આખો દેહ ધોળી પૂણી જેવો બની ગયો હતો. આખા જીવનની સમૃદ્ધિ રૂપ એની વિદ્વત્તા આજે લાજી રહી હતી! કદાચ વરરુચિ આના કરતાં ખુલ્લો તલવારનો ઘા વધુ પસંદ કરત!

મહારાજા નંદે મંત્રીરાજને સાચા ઠરાવ્યા. વરરુચિની નિર્ભર્ત્સના કરી. પ્રધાનપુત્રીઓની વિદ્વત્તા વખાણતો પ્રજાવર્ગ વિખરાયો. સભાગૃહમાંથી છેલ્લે છેલ્લે વિદાય લેતાં મંત્રીરાજ શકટાળે મહાવિદ્વાન વરરુચિને કહ્યું:

"નવીન રચના કરો, પછી જોઈએ તેટલું દાન લો! અહીં ખજાને ખોટ નથી, પંડિતરાજ!"

મહારાજાએ ખડખડાટ હસતાં મંત્રીની પીઠ થાબડી, એ વાતને અનુમોદન આપ્યું. પણ વિદાય થતી વેળાએ મંત્રીરાજના મોં પર વિજયની ખુમારી નહોતી. પૃથ્વીના પડમાંથી કંઈ ખોળતા હોય એમ નતમસ્તકે તેઓ ઘર તરફ વિદાય થયા.

વરરુચિની આંખમાં કિન્નાના રંગો પૂરાઈ રહ્યા હતા.

૨

બ્રાહ્મણે બ્રાહ્મણનું સત્યાનાશ વાળ્યું. એક તો પવિત્ર એવા બ્રાહ્મણકુળમાં જન્મ અને પછી પવિત્રતમ ભગવાન મહાવીરના ધર્મનું પાલન! એવા બ્રાહ્મણથી સત્ય ને અહિંસાની રેખા કાં ઓળંગાય! આજ મહામંત્રીએ સત્યનું તો દેવાળું કાઢ્યું હતું ને વિદ્વાન વરરુચિની વગર શસ્ત્રે હત્યા કરી હતી!

"અરે, સંસાર ન જાણે તેથી શું? આપણે તો જાણીએ છીએ ને!" વિશાળ મહાલયના ખંડમાં એકત્ર થયેલી પ્રધાન-પુત્રીઓમાંની નાની પુત્રીએ પોતાની લાક્ષારાગભરી મૂઠી પછાડતાં કહ્યું.

"રાજકારણી પુરુષોનો કોઈ ધર્મ નહિ, એમનો કોઈ સિદ્ધાંત નહિ. દિવસની છાયા જેમ એમના રંગો પલટાતા રહેવાના!" ચંદનની ડાળ સમી બીજી પુત્રીએ આવેશભર્યા ચહેરે કહ્યું.

"શું આપણી કેળવણીનો ઉપયોગ રાજકારણી પાસા તરીકે થવાનો છે? અતિશ્રમથી હાંસલ કરેલી આ સ્મરણ-શક્તિથી આવી હત્યાઓ જ થવાની છે?" વચેટ પુત્રીએ ભવાંની કમાનો ચઢાવતાં કહ્યું.

"ધર્મમૂર્તિ પિતાજી શું આપણને આ બોધપાઠ આપવા માગે છે?" સહુથી મોટી પુત્રી શ્રીદેવીએ ક્રોધમાં કહ્યું, ત્યાં તો સામેથી પિતાજી આવતા દેખાયા. ગૌરવની એ જ

અખંડિત પ્રતિમા, સ્વસ્થતાની એ જ સત્ત્વમૂર્તિ! ધર્મ અને કર્તવ્યનો જાણે પરમ અવતાર! અરે, આવા પિતાજી કદી અધર્મનું આચરણ કરે ખરા?

"પિતાજી, તમે અમારી પાસે કેવો અનર્થ કરાવ્યો?" સાતે પુત્રીઓ એક સાથે ચિત્કાર કરી ઊઠી. એમનાં નીચાં નમેલાં ચક્ષુઓમાં અશ્રુ હતાં: એમાંથી જાણે આર્યદેશના એક મહાવિદ્વાનને અન્યાય કરનારું પશ્ચાત્તાપ–ઝરણુ ફૂટી નીકળ્યું હતું.

"પુત્રીઓ, તમારા પુણ્યપ્રકોપને અભિવંદું છું. મારી વિદ્યા સુપાત્રે પડ્યાનો મને સંતોષ છે. આવી દીકરીઓથી હું મને પોતાને ગૌરવવંત માનું છું. આમ આવો, અહીં બેસો. બૂઢા બાપની વાતને પહેલાં સમજો, પછી ન્યાય આપો." મહામંત્રીએ સુંદર ખંડમાં આસન લીધું. કાચની કંડારેલ પ્રતિમાસમી પુત્રીઓ ચારે તરફ ગોઠવાઈ ગઈ.

ધીરો ખોંખારો ખાઈ, મૂછોના કાતરા ઊંચા કરતાં પિતાએ કહ્યું: "પુત્રીઓ, જેની દુહિતાઓનાં દિલ આવા અન્યાય સામે ધમધમી ઊઠે, એના બાપના દિલને તમે શું સમજો છો? એમ લેશ પણ શંકા ન ધારશો કે તમારી અદ્ભુત રીતે કેળવાયેલી અવધારણ શક્તિનો–સ્મરણ-શકિતઓનો આજે દુરુપયોગ થયો છે. સંસારની કોઈ પણ વિદ્યાનો કોઈ કાળે જેટલો સદુપયોગ થયો હશે, એટલો જ એનો આજ સદર્થે વ્યય થયો છે."

"કેવી રીતે, પિતાજી! તમારી વાત અમારી સમજમાં નથી ઊતરતી."

"ન ઊતરે, દેશ ને રાષ્ટ્રની પરિસ્થિતિથી અજ્ઞ તમને એની સમજ ન પડે,–તમારા જેવી સરસ્વતીની નમ્ર સેવિકાઓએ એ વમળોની વિદ્યામાં પડવું પણ ન જોઈએ. છતાં આજ એટલી મોટી ગેરસમજણ ઊભી થઈ છે, કે મારે સમજ પાડવી જ પડશે. બ્રાહ્મણ બ્રાહ્મણનો દ્વેષી ન હોય, અને તેમાં પણ જે પોતે વિદ્યાનો ઉપાસક છે, એ વિદ્વાનનાં આવાં અપમાન કેમ કરે? અલબત્ત, મેં જે કર્યું છે, તે ખોટું કર્યું છે, પણ એ ખોટું સારા માટે જ છે. ડાંગરના ક્યારામાં ઊગેલા ડાંગરના છોડને ચૂંટીને ખેડૂત ફરી શા માટે રોપે છે? જાણે છે? વધુ સારી રીતે એને ઉગાડવા માટે."

"હજી અમે આપની વાતના મર્મને પકડી શકતાં નથી."

"મર્મ એટલો જ છે, કે આજનું આ સામ્રાજ્ય કઈ દશામાં છે, એ વિચાર્યું? હજી સિંહાસન મેળવ્યે પૂરી પચ્ચીસી પણ વીતી નથી, હજી તો પાયામાં ભૂકંપ દબાયેલા પડ્યા છે, હણાયેલા ક્ષત્રિયો લડાયક જુથ જમાવી સિંહાસન ઉથલાવી નાખવા માટે તકની રાહમાં છે. આજે આ બધાને કાબૂમાં રાખવા ખજાનો ભરેલો રાખવો જરૂરી છે. સૈન્ય વ્યવસ્થિત ને સંતુષ્ટ રાખવું આવશ્યક છે. પ્રજાને યુદ્ધપ્રિય ને દેશાભિમાની રાખવાની અગત્ય છે. રંગરાગ, કલ્પનાવિહાર, સુંવાળપને આજે ઓછો અવકાશ હોવો ઘટે."

"પણ એ વાતને અને સાહિત્યની આ વંચનાને શો સંબંધ છે, પિતાજી!" બુદ્ધિશાળી પુત્રીએ પિતાને રાજકીય મહત્તાના ગુણગાનમાંથી પાછા ખેંચ્યા.

"અસંબદ્ધ હું બોલતો નથી. એને અને આને પૂરેપૂરો સંબંધ છે. આજે કળા માત્રને માથે ભયસ્થાન ખડાં થયાં છે. દિશાઓમાંથી મહાભારતના પોકાર આવે છે. વધુ કઠોર, વધુ નિષ્ઠુર કાળ ચાલ્યો આવે છે. એ વેળા આ કલ્પનાવિહારો, આકાશગંગા ને સ્વર્ગસુંદરીઓના ઊર્મિલ સ્વપ્નદર્શી વર્ણનોમાં પ્રજાને મગ્ન કરવાની જરૂર નથી, ખોટી પ્રશંસાથી જીવનમાં ભારે કમજોરી જન્મે છે. અતિ કલ્પનાવિહાર માનવીના જીવનમૂળને નક્કર ધરતી પરથી ઉખેડી નાખે છે."

"એટલે કળા અને સાહિત્યને રાષ્ટ્ર સાથે કશો સંબંધ નથી?"

"છે. જો કળા, સાહિત્ય ને કાવ્યની સરવાણીઓ પૃથ્વી પર ન વહેતી હોત તો, ધરતી દૈત્યોનો અખાડો બની જાત. સાહિત્યની અનિવાર્યતા હું કબૂલ કરું છું, પણ આજે પાટલીપુત્રના રાજદરબારમાં એ નહિ! કાવ્ય, કલ્પના ને નૃત્યનાટ્ય જેવી લલિત કળાઓની વ્યક્તિના જીવનમાં—અને એ રીતે રાષ્ટ્રના જીવનમાં જરૂર છે પણ નિર્દ્વંદ્વતાની વેળાએ. જ્યારે તીર તરકસ ને તલવારોની હીંચની જરૂર હોય, ત્યારે ગમે તેવા સુંદર ગરબા—રાસ હેય બને છે. લગ્નનાં ગીત ગમે તેટલાં સુંદર હોય, પણ લગ્નમાં જ શોભે, રણમેદાનમાં નહિ. આજ આપણે બધા એક રણમેદાનમાં જ જીવીએ છીએ. શત્રુઓની આંધિ ન જાણે ક્યારે આપણને વીંટળાઈ વળશે. રાષ્ટ્ર નિર્ભય હોય, પ્રજા સુખી હોય, ખજાના ભરેલા હોય, શત્રુનો ભય ન હોય—એ વેળા ભલે પ્રજા સાહિત્ય—સરોવરમાં સ્નાન કરે ને સમરાંગણનો થાક ઉતારે. પુત્રીઓ! મહારાજ નંદ વિદ્વાનોની

ખોટી પ્રશંસામાં રાજકાજ ભૂલતા જાય છે. રાજા બેપરવા ને વિલાસી બને તો સૈન્યમાં સડો પેસે, બધે આળસ ને અકર્મણ્યતા પ્રવેશે. જો બધા વિદ્યાભ્યાસંગમાં મગ્ન રહે, રૂપશોભા ને રંગ-લીલાના ખ્યાલોમાં રમવા માંડે, ગલગલિયાં થાય તેવી વાતો રોજ સાંભળે: તો પછી કઠોર એવા સંગ્રામમાં મરવાનું કોઈને મન ન થાય. પ્રજા સાહિત્ય–રંગમાં ડૂબે તો રણધીરોનાં માન ઓછાં થાય, શસ્ત્રકળાની કઠોર તાલીમથી ને શારીરિક કષ્ટથી બધા મોં ફેરવી જાય. એક દિવસ એવો પણ આવશે, જ્યારે વિદ્વાન વરરુચિ મહારાજ નંદના જેટલાં જ માન મારે હાથે પામશે, પણ આજ તો નહિ જ–કોઈ ભોગે નહિ. "

" પિતાજી, તમારો આ મહાન ઉદ્દેશ કોઈ સમજી નહીં શકે. આજે વરરુચિએ રાજદરબારના તમામ કર્મચારીઓ પર પોતાની પ્રતિભા જમાવી છે. "

" બરાબર ખ્યાલ છે, દીકરી ! " આ શબ્દો બોલતાં મહામાત્ય શકટાળનાં વિશાળ ભવાં નીચે ગમગીનીની છાયા પથરાતી જોવાઈ. એમણે ફરીથી એ જ શબ્દો બોલતાં કહ્યું:

" બેટી, બરાબર ખ્યાલ છે, પણ જેને જીવનનો ડર નહિ, એને જગતનો ડર ક્યાંથી હોય ? રાજનું ને પ્રજાનું ભલું થતું હોય તો ભલે આ દેહનું એ ભલાઈ રચવા ખાતર પુરાય, પણ પૂર્વપુરુષ–કલ્પકમંત્રીનો વંશ ન જ લજવાય ! ગઢ તોડવો હોય ત્યારે ઊંટ ને હાથી બેય કામે લાગે, પણ તેમાં ઊંટના નશીબમાં તો મોત જ હોય ! હાથીપદ રાજાનું છે; ઊંટનું ભાગ્ય મંત્રીઓનું છે. મૃત્યુ અને ફરજ; આ

બેમાંથી બીજાને જ મહત્ત્વ આપી શકાય." મહામંત્રીએ જરાવાર શ્વાસ ખાધો ને ફરી બોલ્યા:

"તમારો મોટો ભાઈ ભદ્ર, સંગીત, નૃત્ય, નાટયનો વિશારદ: એણે એ નાદમાં ને નાદમાં પોતાના કર્તવ્યધર્મને કેવો વિસારે પાડયો! જે હાથમાં ખડ્ગ શોભવું જોઈએ, એ હાથ ફૂલમાળ ગૂંથ્યા કરશે. જે મુખમાંથી જાલિમોના હૃદય ધડકાવી નાખે તેવા હુંકાર જાગવા જોઈએ, એમાંથી સારીગમની ગતો નીકળશે. સુંવાળપ એને સદશે. કઠોરતા એને કઠશે. જે કલાનાં ભયસ્થાનની વાત કરું છું, તેનું પ્રત્યક્ષ પ્રમાણ આ તમારો સગો ભાઈ છે." મંત્રીરાજે પોતાનું વક્તવ્ય પૂર્ણ કર્યું. પુત્રીઓ શાન્તમના થઈ ધીરે ધીરે ચાલી ગઈ.

રાજસરોવરમાંથી તાજાં ચૂંટેલાં ફૂલોનાં તોરણોથી આખો આવાસ મઘમઘી રહ્યો હતો. સંધ્યાકાળનાં ચોઘડિયાં મીઠા સરોદે વાગી રહ્યાં હતાં! સૂર્યમુખી ફૂલો ધીરે ધીરે પોપચાં બીડી રહ્યાં હતાં!

મહામંત્રીએ નજર ઊંચી કરી અને તેમની દૃષ્ટિ દૂર દૂર, પાટલીપુત્રના રંગીલા જનો માટે રોજ સેંથામાં સિંદુર પૂરી અત્તરથી મઘમઘતા દીપકો પ્રગટાવી આશકોને આંજતી બેઠેલી વેશ્યાઓના પ્રમોદભુવન પર મંડાઈ ગઈ!

સંયમ અને શીલની મૂર્તિસમા મંત્રીરાજે ત્યાં શા અર્થે મીટ માંડી હશે વારુ?

શું પાષાણહૃદયી રાજપુરુષોને દિલ હોતાં હશે, ને એ દિલમાં પણ પ્રેમની કોઈ છૂપી સરવાણીઓ વહેતી હશે?

૩

સંધ્યાનાં સોનલવરણાં કિરણો પાટલીપુત્રના ઊંચા મિનારાને આલિંગી રહ્યાં હતાં. દેવાલયોમાંથી આરતીના પ્રારંભનો ઘંટારવ સંભળાતો હતો. રાજહસ્તીઓ જલકાસારોમાં સ્નાન કરી, સૂંઢમાં કમળો ભેરવી પાછા વળી રહ્યા હતા.

પાટલીપુત્ર તો હતું નવલું નગર. એની શોભા અપૂર્વ હતી: એમાં પણ જ્યારે કોઈ પ્રવાસી વારાંગનાઓની વીથિકા-ઓમાં નીકળતો ત્યારે ત્યાં સદેહે સ્વર્ગ ખડું થયાનો ભાસ થઈ આવતો. અપ્સરાઓનાં રૂપ ઝાંખાં પાડતી વારાંગનાઓ, દેવોનાં અમૃત ફિક્કાં લાગે તેવાં સુરાગૃહો, દેવોદ્યાનને શોભાહીન બનાવે એવાં ફળ–ફૂલનાં મોટાં હાટો! પેય અને ખાદ્યોનો, વિશ્રાંતિગૃહો ને નૃત્યાલયોનો કોઈ તોટો નહિ!

જગતની સૌંદર્યસામ્રાજ્ઞીઓ અહીં આવીને વસી હતી, અને એમાં પણ મહાગણિકા કોશાએ તો આડો આંક વાળ્યો હતો. એને જોઈને કોઈ એને મનુ–કુળનું ન માનતું! એ હતી આકાશની વીજ જેવી, આશાની વેલ જેવી, ફૂલોની રાણી જેવી, કવિની કવિતા જેવી! એના સ્પર્શમાં કોઈ માદક ઘેન હતું. એના સ્વરોમાં મોહની બંસી હતી. એની નજરોમાં વશીકરણ હતું. એક રાજા કરતાં એની આણ વધુ હતી, ને એક લશ્કર કરતાં એની શક્તિ વિશેષ હતી. હજાર તલવારોને મ્યાન કરાવી શકે તેવું તેનું હાસ્ય હતું ને હજારો હૈયાંને ઘાયલ કરે તેવી તેની મદભરી નજર હતી. એના ગુલાબી ગાલ પરના એક તલ પર કવિઓ કવિતા કરતા થાકયા હતા, ને ધનપતિઓ હીરા ને મોતી વેરતા હાંફ્યા હતા.

એના પગ ચૂમવા દેશદેશથી નરનાર આવતાં ને એને દરવાજે દિવસો સુધી પડ્યાં રહેતાં.

આ સૌંદર્યની દેવીનાં દર્શન કોઈ અમૂલખ પળે થતાં.

આ સૌંદર્યની દેવીએ મહામંત્રી શકટાળનું પુત્રધન હર્યું હતું. શીલ અને સંયમની મૂર્તિ સમા મહામંત્રીનો બડેરો પુત્ર સ્થૂલભદ્ર કુળ, ધર્મ, માન, મર્યાદા બધું છાંડીને એને ત્યાં–એનો થઈ ને રહ્યો હતો. મહામંત્રીએ એને નૃત્ય, નાટ્ય, કાવ્ય, સાહિત્ય ને ચંપુનો વિદ્વાન બનાવ્યો હતો. વિદ્વાનને કંઈ રણજંગના કોડ સૂઝે? કલ્પનાવિહારમાંથી જાગે ત્યારે નક્કુર દુનિયાને નિહાળે ને! સ્થૂલભદ્ર ને કોશા એકમાં એક સમાઈ ગયાં. જળ–મીનની એવી પ્રીતથી એ રહેતાં હતાં કે મહાસમર્થ મંત્રીશ્વર પણ એને જોરજુલમથી જુદાં પાડવામાં સંમત ન થતા.

છતાં કોઈ વેળા કર્તવ્યપરાયણ દિલ ન માનતું. એ વિચારતા કે શું માનવજીવનની ઇતિશ્રી કેવળ રમણીના ભુજપાશમાં બંધાઈ રહેવામાં સમાયેલી છે? જે ઋણોનો પોટલો માથે લઈને માનવી જન્મ્યો, માતા, પિતા, ભૂમિ, રાષ્ટ્ર, દેવતા, સહુ પ્રત્યેનું ઋણ એ ક્યારે અદા કરશે? છતાંય સાત પુત્રીઓ ને બે પુત્રો મૂકીને ગુજરી ગયેલી પોતાની પ્રિય પત્નીને ખાતર મહામાત્ય શાન્ત રહેતા ને આ બધું સહી લેતા. કોઈ વાર કહેતા:

"નમાયો બાળ છે, લાડ લડાવેલાં છે."

રોજ સાંજે પ્રમોદભવનના આકાશદીપ પર મંડાતી એ નજર અનન્ત કરુણાભાર વહીને પાછી વળતી. આજ એ સ્થિર

થઈ ને ત્યાં સ્તબ્ધ બની ગઈ હતી. થોડી વારે લાંબા નિશ્વાસ સાથે તેઓ બોલ્યા:

" ગમે તેવો મહાદીપક પેટાવો, પણ એની નીચે તો અંધારું રહેવાનું ! "

વળી થોડી વાર વિચારમાં ફરતા રહ્યા. આજનું પળ ચોઘડિયું જુદું હતું. આજ ગંગા ઊલટી વહેવા લાગી હતી.

રાજસભામાંના વિદ્વાન વરરુચિવાળા પ્રસંગ પછી દિન પ્રતિદિન રાજરંગ પલટાતા જતા હતા, રાજખટપટની ભુતાવળો હુંકાર કરી ઊઠી હતી, વિશુદ્ધ પાંડિત્યને ઝાંખું પાડનાર મહામાત્ય સામે રાજાજીના અંતેવાસીઓનો રોષ ભભૂકી ઊઠ્યો હતો. અરે, આંખ સામેનો અન્યાય કેમ સહન થાય ?

કેવો ભયંકર તેજોદ્વેષ !

ષડયંત્રોના શોખીનોએ પોતાનાં યંત્રો ચાલુ કર્યાં, ભલભલા રાજાઓ એ ષડયંત્રોમાં ડૂલી જાય તો મહામંત્રી કોણ માત્ર! રાજાના સદા કાચા કાન પર નવા નવા તરંગો અથડાવા લાગ્યા. એ તરંગોએ ધીરે ધીરે એવી હવા જમાવી કે મહારાજા નંદનું મન પણ વહેમાઈ ગયું ને વહેમનું વિષ ધીરે ધીરે પ્રસરતું ચાલ્યું. દોષ જોનારને સર્વત્ર દોષ મળી આવે છે. સુધાંશુ ચંદ્રમાં પણ કલંક મળી આવ્યું તો મહામંત્રી કોણ માત્ર ? મહારાજ નંદ માની બેઠા કે મહામંત્રી શકટાલ સામ્રાજ્યના સ્રષ્ટા છે, શક્તિવંત છે–શા માટે કાલે સામ્રાજ્યના સ્વામી થવાના મનસૂબા ન કરે ! માયા દેખીને તો મુનિવર પણ ચળે !

વિચક્ષણ પુરુષોએ રાજાને સોનેરી સલાહ આપી: "રોગ અને શત્રુને ઊગતો દાબવાનું શાસ્ત્રમાં કહ્યું છે."

સમરાંગણ પ્રત્યેનું આકર્ષણ વધારવા મહામંત્રીએ પોતાના પુત્ર શ્રીયકના લગ્નપ્રસંગે ઉત્તમોત્તમ શસ્ત્રોની રાજભેટ આપી. એમાંથી પણ ઊંધો અર્થ તારવ્યો. મહામંત્રી નવાં નવાં શસ્ત્રોની શોધ કરે છે. શા માટે?

આંખમાં કમળો થયો, પછી ધોળું દેખાવું અસંભવિત હતું. શસ્ત્રની તૈયારી સમરાંગણો માટે જ હોય, દીકરાના વિવાહ માટે નહિ! આદર્શવાદીનો આદર્શ એટલો ઊંડો હતો કે કોઈ ત્યાં ન પહોંચી શકતું.

વાત એટલી વધી ગઈ કે મહારાજ નંદ પોતે પોતાના હાથે મહામાત્ય શકટાળનો વધ કરવા તત્પર થઈ ગયા.

એટલે સુધી પણ વાંધો નહોતો. વાત ત્યાંથી આગળ વધી: મહામાત્ય સાથે એના વંશવારસોનો પણ સમૂલ નાશ કરી નાખવો. સાપને મારી સાપનાં બચ્ચાંને જિવાડવાની ભૂલ કેમ થાય?

વાત વળી વધતી ચાલી. આર્યાવર્તનું એક રાજતંત્ર, જ્યારે સીમા પર એક ભયંકર આંધિ આવી રહી હતી ત્યારે આંતર કલહમાં મશગૂલ બન્યું. મહામંત્રી વિચારી રહ્યા: અરે, ભારે હોંશથી, સગે હાથે જે વેલ પોતે વાવી, એના પર કડવાં ફળ પાક્યાં, તો હવે વગર આનાકાનીએ એ આરોગવાં જ ઘટે.

મહામાત્ય થોડી વાર ગવાક્ષમાં ઝરૂખા પર હાથ ટેકવી વિચારમગ્ન બની રહ્યા. કેટલીક પળો એ રીતે પસાર થઈ,

અને એકદમ અટલ નિશ્ચયની રેખાઓ મુખ પર તરવરી રહી: તેમણે ચોકીદારને હાક મારી:

"જા, ભદ્રને બોલાવી લાવ!"

ચોકીદાર ચમક્યો. વડા પુત્ર સ્થૂલભદ્રના ગૃહત્યાગ પછી કોઈ દિવસ મહામંત્રીના મોંમાં 'સ્થૂલભદ્ર'નું નામ સંભળાયું નહોતું: અને આજ આમ એકાએક!

"મહારાજ કોણ? શ્રીયક......."

"ના, સ્થૂલભદ્ર!" મહામાત્યે એટલા શબ્દો એવા ભારથી ઉચ્ચાર્યા કે ચોકીદાર દોડ્યો. પણ જેટલો જલદી એ ગયો એટલો જલદી પાછો ફર્યો. એણે નમ્ર વદને કહ્યું:

"મોટા ભાઈએ કહ્યું, હું પિતાજીને મોં બતાવવા લાયક નથી. હું કદી મોં બતાવીશ નહિ! કહેજો કે સ્થૂલભદ્ર જીવતે જીવ મરી ગયેલો છે."

"એટલે આવવાની ના પાડી?"

"જી હા!"

મહામાત્ય ક્ષણભર થંભ્યા ને પછી તરત બોલ્યા: "જા, શ્રીયકને બોલાવ!"

૪

શિયાળાની રાતનો ચંદ્રમા સુધાને બદલે હિમ વરસાવતો હતો. મહામાત્ય પોતાના વિરામાસન પર સ્વસ્થ રીતે દેવ-પ્રતિમાશા બેઠા હતા.

નાનેરો બાળ શ્રીયક ધીરે પગલે ખંડમાં પ્રવેશ્યો. વર્ષ પૂરાં વીસ પણ થયાં નહિ હોય, પણ તરુણાવસ્થા દેહ પર

આવી ને ખડી થઈ હતી. છલકતી જુવાની છે. દમકતું વદન છે. સુકોમળતા ને શૌર્યની રેખાઓ ભેગી વળ લઈ ગઈ છે. વિશાળ ઢાલ જેવી છાતી, આજાનબાહુ, છતાં મુખ પર કેવી માયા–મમતા હતાં !

વિધુર પિતા પુત્રમાં મરેલી પત્નીનાં દર્શન કરી રહ્યો: આજ્ઞાંકિત પુત્ર ચરણસ્પર્શ કરવા નમ્યો, ત્યારે પિતાએ ગાઢ આશ્લેષ લીધો. બંને મૌન હતા. મમતાભર્યાં અંતર વાત કરી રહ્યાં હતાં.

થોડી વારે પિતાએ સ્વસ્થતા મેળવી. એમણે પુત્રને પડખે બેસાડતાં કહ્યું:

“ શ્રીયક, શું સંસારનો એ મહાનિયમ છે કે દીપક પાછળ અંધારું જ રહે ? ”

“ પિતાજી, આપની વાણીનો મર્મ નથી સમજાતો. પણ શું એક દીપક બીજા અનન્ત દીપકોને નથી પ્રગટાવી જતો ? પૂજ્ય કલ્પક મંત્રીના કુળમાં તો દીવે દીવો પેટાયો છે. ”

“ વત્સ, પૂર્વજોનાં ઉજળાં કર્મ પર પ્રગતિવંત પ્રજા ન રાચે. એ પોતાની પ્રગતિને જ સદા માપતો રહે. શું એ પૂજ્ય પૂર્વજોનાં પવિત્ર લોહી હજી આપણામાં વહી રહ્યાં છે ? એ રાજભક્તિ, એ અર્પણભાવના, એ લોકકલ્યાણ માટે કાયા ઉત્સર્ગ કરવાની હિંમત હજી એવાં ને એવાં આપણામાં છે ?”

“ હાથકંકણને જોવા આયનો લાવવાની જરૂર નથી, પિતાજી ! મહામંત્રી શકટાળ આજે એના દૃષ્ટાંત તરીકે આર્યાવર્તમાં વિખ્યાત છે. ”

"પણ મહામંત્રી શકટાળ પછી ?"

"પછી અમે છીએ. પિતાજી, એક વાર આજ્ઞા કરો, અને તમારા વંશજો લીલું માથું ઉતારી દેતાં આંચકો નહિ ખાય." શ્રીયકની આંખોમાં તેજનાં વર્તુલ રચાતાં હતાં.

"બેટા, કેવળ મરી જાણવામાં બહાદુરી નથી, સંસારમાં રોજ મોતથી કે કમોતથી ન જાણે કેટલાંય મરે છે. માથું ઉતારી આપવામાં હમેશાં બહાદુરી નથી. કર્તવ્ય અર્થે, સ્વધર્મ અર્થે આપ્તજનોની કત્લ કરી, માયા–મમતાને સગા હાથથી સંહારી–મરવાની મહેચ્છા થાય તોય જીવીને–સામ્રાજ્યની–સ્વધર્મની અવિરત સેવા બજાવવી એનું નામ સાચી વફાદારી છે."

"પિતાજી, આપ શું કહેવા માગો છો, તે મારાથી સમજાતું નથી." પિતાની અવળવાણીથી પુત્ર અકળાઈ ઊઠ્યો.

"વત્સ, એ વાત હું તને વિસ્તારથી આજે સમજાવવા માગું છું, ને પ્રત્યક્ષ બોધપાઠથી કાલે જ સમજાવવા ઇચ્છું છું. કાલે–કાલે જ તારા સગે હાથે તારે પિતૃહત્યા આચરવી પડશે, ને પિતૃહત્યાનું પુણ્ય હાંસલ કરવું પડશે."

"મારે હાથે પિતૃહત્યા ને વળી પુણ્ય–એ બેને સંબંધ ? પિતાજી, આ મહાલયના મિનારા ધ્રુજતા તો નથી ને !" શ્રીયકનો આખો દેહ કંપી રહ્યો હતો.

"પુત્ર, પુણ્ય ને પાપ પિછાણવાં દુષ્કર છે. કેટલીક વાર સંસારમાં પુણ્યનો પછેડો ઓઢીને ફરતું પુણ્ય, પાપની બીજી

પ્રતિકૃતિ હોય છે. એક કસાઈ હજારો ઘેટાં હણે—એક જોદ્ધો સમરાંગણમાં સેંકડો નિર્દોષ માનવીઓને હણે—પહેલું પાપ કહેવાય ને બીજું પુણ્ય !”

“પિતાજી, મને મૂંઝવશો મા !”

“મૂંઝવવા નથી માગતો, ટૂંકમાં મારી વાત સાંભળી લે ! મગધનું સિંહાસન—જેને સ્થિર કરવા આપણે અને આપણાં પૂર્વજોએ સદા લીલાં માથાં વધેર્યાં છે—એ આજે અવિશ્વાસના કંપથી અસ્થિર બની ગયું છે. મહારાજા નંદની આસપાસ ષડયંત્રની જાળ બિછાવાઈ ગઈ છે, શંકા—કુશંકાનાં વનનાં વન વિસ્તરી રહ્યાં છે. વન વેડવા જતાં વહેમ વધતા જાય તેમ છે. વેદપાઠી વરરુચિ આજ બદલો ચુકવવા સજ્જ થયો છે.”

“એ ષડયંત્રને કાલે ભેદી નાખીશું. મગધનું મહા સૈન્ય હજી પણ પોતાના મહામંત્રીની એક હાકે મરી ફીટવા તૈયાર છે. નંદરાજ નહિ સમજે તો કાલે એ સિંહાસન પર નહિ હોય.”

“એટલે ? પુત્ર ! આંતરકલહની આગમાં હું વિશેષ ઘી હોમું ? જે ખેલ આપણે રચ્યો, એને આપણે જ છિન્નભિન્ન કરી નાખવો ? શું સેવકધર્મને ડુબાડી દેવો ? જીવન તો આજ છે ને કાલે નથી, ધર્મની દુહાઈને શું હું ઓળંગી જાઉં ?”

“ત્યારે શું કરવું ?”

“એ જ સમજાવું છું. કાલે ભરસભામાં તારે મહારાજાના અંગરક્ષકની ફરજ તરીકે મારી કતલ કરવી. મારી હત્યા થશે, પણ એ હત્યા આ કલહને બુઝાવી દેશે. મારી

દેહનાં રક્તછાંટણાં મહારાજાની આંખો પરથી વહેમનાં પડળ દૂર કરી નાખશે. મંત્રીપદ આપણે ત્યાં રહેશે. પ્રજા અયોગ્ય અધિકારીઓના પાશમાં પડી પાયમાલ થતી બચી જશે, અને એમ નહિ થાય તો મહારાજ મને પદભ્રષ્ટ કરશે, તને દૂર કરશે. મગધના દુશ્મનો એના હિતેચ્છુ બનશે. વરરુચિનું જોર જામશે. સામ્રાજ્ય શોખમાં પડશે, શત્રુઓને આ બન્યું બનાવ્યું સામ્રાજ્ય જમીનદોસ્ત કરતાં વાર નહિ લાગે. ”

“ સામ્રાજ્યની રક્ષા માટે એના સાચા રક્ષકનું ખૂન રેડવું ? શું એ પાપભાર સામ્રાજ્યને પાતાળમાં ચાંપી નહિ દે ! ”

“ કાલની વાત કાલ–એ તો જ્ઞાની જાણે, આજની રક્ષાનો ઉપાય વિચાર. બેટા, બાપનું ખૂન તારા કર્તવ્યધર્મની પારાશીશી બનશે. ઇતિહાસમાં તારી આ કુરબાની સુવર્ણાક્ષરે લખાશે. જનતાને બોધપાઠ મળશે કે કર્તવ્યની સામે કોણ બાપ, કોણ બેટો ! ”

શ્રીયક કંઈ ન બોલ્યો, એ વિચારમગ્ન બની ગયો. મહામંત્રી જરા નજીક સર્યા: પુત્રના ધગધગતા કપાળ પર હાથ ફેરવ્યો. શાંતિમંત્ર ભણ્યો. પુત્રનો હાથ લઈ પોતાને કપાળે મૂક્યો.

“ કેવું લાગે છે ? ”

“ પિતાજી, હિમ જેવું ઠંડું. ”

“ તો બેટા, બાપના દેહ સામે શા માટે જુએ છે ? બાપથી

પણ સંસારમાં કોઈ મોટી વસ્તુ છે અને તે તારો દેશ, તારો ધર્મ ! મોતને આરે બેઠેલ બાપને—મૃત્યુઉન્મુખ બૂઢા બાપને હણ્યે બધું બચી જતું હોય તો બચાવી લે. ગુપ્તચરો વર્તમાન લાવે છે. બેટા, ઈરાનના મહાબળિયા રાજા સિકંદરની સવારીના પડઘા સંભળાય છે. પ્રલયના જેવો એનો વેગ છે. આંધિના જેવી એની ઝડપ છે. વંટોળિયા જેવું એનું ઝનૂન છે, જો મગધ આંતર વિખવાદમા પડ્યું હશે, તો શી રીતે સામનો કરશે ? અને એ એક પરાજય એટલે ? ન કલ્પી શકો એટલો સત્યાનાશ !"

"પણ પિતાજી, હત્યા વિના એ ન સધાય ? એ વિપત્તિના કાળે તો આપની ખાસ જરૂર પડશે."

"વાત સાચી છે, પણ કેટલીક ગેરસમજણો—જનાપવાદો કેવળ પ્રાણાર્પણથી જ દૂર થાય છે. હિણાયેલા માનવીને મૃત્યુ જ ઉજ્જવળ કરી દેવ બનાવે છે. સંતાનને જન્મ આપવા માતા મોતની પથારીએ સૂવે છે: ત્યારે એને શોચ હોતો નથી ! સર્જન તો અર્પણમાંથી જ પ્રગટે."

"પિતાજી, બીજો કોઈ રસ્તો નથી ! બાપની હત્યા, અરે, હૈયું કંપી ઊઠે છે. પિતૃહત્યારો રૌરવ નરકમાં પણ શાન્તિ ન પામે. સંસાર મારું મોં નહિ જુએ. હું અપશુકનિયાળ બનીને મરીશ."

"વત્સ, કર્તવ્યવીરોમાં તું ઊંચું સ્થાન પામીશ. આજ સ્વાર્થી બની એક બાપને બચાવીશ, તો કાલે દુનિયાને લૂંટાવી દઈશ. જેણે આ શાસન રચ્યું, એના જ હાથે એનું સત્યાનાશ વળાવી દઈશ."

"ધન, સત્તા, યૌવન ને મદ ચારે એકઠાં થયાં છે. હું તો નિશાન નમતાં ભાળું છું."

"એ નિશાન ઊંચાં રાખવા લોહી આપવા ઈચ્છું છું. બેટા, કાલના કર્તવ્યજંગમાં જોજે પીછે કદમ કરતો. કાલ સંસાર એમ ન કહે કે મહામાત્ય તો છતે પુત્રે વાંઝિયો હતો, કોઈ એમ ગાળ ન આપે કે શકટાલનાં સંતાન એની વાસનામાંથી જન્મ્યાં હતાં. મારા પુત્રોનો જન્મ મારા કર્તવ્ય-દેહમાંથી થયો હતો, એ વાત જ મને ગમે. શ્રીયક, બાપના ક્ષણભંગુર દેહ સામે નજર કરીશ મા : એના કર્તવ્યદેહને ચિરંજીવ કર, ને ચિરંજીવ થા!"

શ્રીયક કંઈ ન બોલ્યો,

ઠંડી રાતમાં હિમ વરસાવતો ચંદ્ર ચુપકીથી અંદર આવીને અજવાળાં ઢાળી રહ્યો હતો.

પુત્રે પિતાના ખોળામાં મસ્તક મૂકી દીધું : ને અશ્રુની અંજલિ આપી.

"સજ્જ છે ને, બેટા! હાથ કંપી ઊઠશે નહિ ને!"

"ના!"

પિતાએ નમાયા બાળને ફરી ગોદમાં લીધો, અરે, નમાયો બાળ કાલે નબાપો પણ બનશે, પણ હવે....એવી નબળાઈ દર્શાવવાનો વખત વીતી ગયો હતો.

પિતા–પુત્ર આવતી કાલની તૈયારીમાં પડ્યા.

ચંદ્ર પૂર્વાકાશમાં ઢળી ગયો!

૫

જ્વાલામુખી પર બેઠેલી રાજસભા ભરાઈ. મહારાજા નંદનું હૃદય ઊકળી રહ્યું હતું. આજની સભામાં ભારે ભૂકંપો થશે, એવી આગાહી સહુ કોઈ કરી રહ્યાં હતાં, સૈનિકો સજ્જ હતા. અધિકારીઓ તત્પર હતા. હરેકની આંખમાં કિન્નાનાં સાપોળિયાં ગૂંચળાં વળી રહ્યાં હતાં.

અચાનક મહામંત્રી આસન પરથી ઊભા થયા, ને પોતાનું નમ્ર નિવેદન કરવા સિંહાસન આગળ આવીને ઝૂકી રહ્યા. અરે, એ વેળા અચાનક આ શું ?

નિરભ્ર આકાશમાં વીજ ઝબુકે, એમ મહારાજની પીઠ પાછળ ઊભેલા અંગરક્ષકની તલવાર ચમકી, ને એ ચમ-કારાની સાથે મહામંત્રીનું મસ્તક ધડ પરથી વેગળું જઈ પડ્યું.

રાજસભામાં હાહાકાર વર્તાઈ ગયો, મહારાજ નંદે ઊઠીને હત્યારાનો હાથ પકડી લીધો, પણ બીજી જ ક્ષણે એમણે આશ્ચર્યથી બૂમ પાડી : " કોણ શ્રીયક ? તેં પિતૃહત્યા કરી ? "

" પિતૃહત્યા નહીં, કર્તવ્યધર્મનું પાલન. " શ્રીયકે ઠંડી રીતે જવાબ વાળ્યો.

મહારાજાની આંખો ફાટી રહી : " એ માટે મારા મંત્રીનું ખૂન ! "

" હા પ્રભુ, આ રાજસભા અને ખુદ મહારાજ માને છે, કે શકટાલને સામ્રાજ્ય જોઈએ છે. એ રાજદ્રોહી શકટાળ મંત્રીને મેં મારે હાથે અનન્ત સામ્રાજ્ય બક્ષ્યું. "

" શું બોલે છે પિતૃહત્યારા ? શ્રીયક ! મહામંત્રી તો મગધની શોભા હતા. " રાજસભા બોલી ઊઠી.

" મારા મંત્રીને રાજદ્રોહી કહેનાર તું કોણ ? છોકરા ! "

" રાષ્ટ્રને ખાતર ગરદન કપાવનાર પ્રતાપી પિતાનો પુત્ર. રાજદ્રોહનું આળ ટાળવા આજ એમણે લોહી આપ્યું. મગધના સીમાડા પર શત્રુઓના ડાબલા ગાજે છે, ને મગધ અહીં આંતર અગ્નિમાં ધખધખી રહ્યું છે. એ અગ્નિ બુઝાવવા એક બલિદાન ચઢયું. બીજું બલિદાન મારું ! સજ્જ છું નંદરાજ ! "

મહારાજા નંદ સિંહાસન પર ન બેસી શકયા, એમણે મહામંત્રીના મસ્તકને હાથમાં લઈ લીધું, એકી ટશે એની સામે જોઈ રહ્યા. કેવી મૃત્યુંજય મુદ્રા !

" ઓ મારા મંત્રીરાજ ! " પાષાણહૃદયી નંદરાજ રડી ઊઠયા.

રાજસભાની આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં. એક સુવર્ણથાળ આણવામાં આવ્યો, એમાં મસ્તક મૂકવામાં આવ્યું. મહારાજ નંદે શ્રીયકને પાસે બોલાવી ભેટી પડતાં કહ્યું :

" શ્રીયક, મને બધી કથા કહે, તું કેમ રડતો નથી ? હું રડું છું, મારી પ્રજા રડે છે, ને ઓ છોકરા, તું કેમ રડતો નથી ? "

" શા માટે રડું ? મહારાજ, આજ તો હસવું આવે છે.

અરે, પિતાજી કેટલા સાચા હતા!" શ્રીયકે ધીરે ધીરે બધી વાત વિસ્તારથી કહી સંભળાવી.

મહારાજ નંદે મંત્રીરાજના મસ્તક પરનો મુગટ લઈને શ્રીયકના મસ્તક પર મૂકતાં કહ્યું:

"આહ! પિતૃહત્યાનું કેવું પુણ્ય! ભારે ભારે લાગતું વાતાવરણ કેવું નિર્મળું લાગે છે." અને સાહિત્યના ઉપાસક બનેલા મહારાજના મુખમાંથી મરેલા વીરની પ્રશંસામાં એકાએક કાવ્યપંક્તિ સરી પડી:

"धीरस्यापि शिरच्छेदे
वीरत्वं नैव मुञ्चति।"



# અમર દાંપત્ય

[ વાર્તા અગિયારમી ]

**રાજકુમારી** રાજુલા આજે પરણતાં હતાં. રાજા ઉગ્ર-સેનની નગરી ઉત્સવઘેલી બની હતી. નગરીને બારણે બારણે સુવર્ણના સ્તંભ પર ઈંદ્રનીલમણિનાં તોરણો લટકી રહ્યાં હતાં. રાજમાર્ગો સ્વચ્છ થઈ રંગોળી અને મોતીના સાથિયાથી ભરપૂર બની ગયા હતા. કેટલીય નવોઢાઓ ઘરને આંગણે સુંદર રંગોળીની હરીફાઈ આદરી બેઠી હતી.

શ્રાવણનું ઘનઘોર આકાશ કેટલીય વાદળીઓને હૈયે ચાંપી બેઠું હતું. ઈશાનનો તોફાની વાયુ કોક વાદળીને ખેંચી જતો, ઝરમર ઝરમર વરસતો ગેલ કરી રહ્યો હતો. ઊંચા મહાલયની ટોચે બેઠેલો મોરલો ય આજ તો ગળાના કટકા કરીને ટહુકતો હતો; વાદળ પાછળ છુપાયેલા કોઈ પ્રિયજનને જાણે નોતરતો ન હોય !

દ્વારકાના રાજા શ્રીકૃષ્ણ પોતાના નાનાભાઈ નેમકુમારની ઝાઝેરી જાન જોડીને પરણાવવા ચાલ્યા આવતા હતા. હાથી, ઘોડા ને પાલખીઓથી ભરેલી આ જાન જ્યાં ઉતારો કરતી ત્યાં જાણે નાની શી નગરી વસી જતી. એની શોભા ને એનો ઠાઠ નિહાળવા કેટલેય દૂરથી માનવીઓની હારમાળાઓ ચાલી આવતી હતી. ઉત્સવપ્રિયતા એ તો આર્યોનો જુગજૂનો સ્વભાવ !

રાજા ઉગ્રસેન ઉતાવળમાં હતા. જેટલો વખત વીતતો હતો તેમાં જાન નજીક ને નજીક આવતી જતી હતી. દ્વારકાના યદુવંશીઓનું આજ ઝાઝેરું માન કરવાનું હતું. દરેકને યોગ્ય ઉતારા, પ્રત્યેક નૃપતિને યોગ્ય ઊંચા સુવર્ણ દંડવાળા ને મોતીના ઉલેચવાળા મંડપો દેવાના હતા. તેમના દંતધાવન માટે આર્દ્ર મધુયષ્ટિ ( લીલી જેઠીમધ ), અભ્યંગ માટે શતપાક ને સહસ્રપાક તેલ, સ્નાન માટે ક્ષીરામલક ફળવાળું, આઠ આઠ ઔષ્ટ્રિક ( ઊંટ પર લાવેલું ) ઘડાનું જલ, સુંઘવા માટે અગરુ, કુંકુમ, ચંદન; મુખવાસ માટે પંચસુગંધી તાંબૂલ, ગાયના શરદ ઋતુના ઘીમાંથી બનાવેલાં ખાદ્ય, અને સેલ્લ્હારસ ઇક્ષુરસ જેવાં અમૃત પેયોની અતિથિઓ માટે આયોજના કરવામાં આવી હતી. અપૂર્વ સન્માન કરવાનાં હતાં, ટૂંકમાં જાન એવી સાચવવાની હતી, ઠાઠ એવો રચવાનો હતો કે દ્વારકાના મહારથીઓ પણ એક વખત મોમાં આંગળી નાખી જાય !

રાજદરવાજે ચોઘડિયાં ગાજતાં હતાં ને શરણાઈના સૂર તો ખૂટતા જ નહોતા.

મહારાણી અંતઃપુરમાં તૈયારીઓ કરાવી રહ્યાં હતાં. હમણાં જ જાન આવી પહોંચશે, નગર દરવાજે મોતીડે વધાવવા જવું પડશે, માટે ઝટ તૈયાર થાઓ; એવી આજ્ઞા કરતાં તેઓ મુલાયમ ગાલીચાઓને ખુંદતાં હતાં. રાજકુટુંબની નવવધુઓનો આ માટેનો ઉત્સાહ અપાર હતો. એમની ઉતાવળમાં તો રૂપાળા પગનાં નૂપુરોએ શોર મચાવી મૂક્યો હતો. તરત જ ગૂંથેલી લટોમાંથી જ્યારે સિંદૂરનો પ્રવાહ ગૌર ગૌર ગાલો પર આવીને થંભી જતો ત્યારે એક બીજીને ટપારવાની ઠીક તક સાંપડતી ને પછી યુવતીજનોના રૂપેરી હાસ્યથી આખો મહાલય હાસ્ય કરી ઊઠતો.

આ બધું તો ઠીક, પણ રાજકુમારી રાજુલા ક્યાં હતાં? શૃંગાર કરવા ગયેલાં રાજકુમારી મોડે સુધી શૃંગારભવનમાં કેમ રોકાઈ રહ્યાં? ચાર ચાર કુશળ દાસીઓ સેવામાં હોય ને આટલો વિલંબ?

પણ કુશળ દાસીઓનો એમાં દોષ નહોતો. રાજકુમારી વારે ઘડીએ અડધી લટો મોતીએ પરોવી કે ઊંચે ઝરૂખે જઈ ઊભાં રહેતાં. દૂર દૂરથી ચાલી આવતી મંડળી ઉપર નજર નાખી મલક્યાં કરતાં. સેંથાનું સિંદૂર લૂંછાઈ જતું, લટો વિખરી જતી ને ગૂંથેલાં મોતી વેરણછેરણ થઈ જતાં.

“રાજુલા બા! અત્યારથી આ ઘેલાપણું! નેમકુમારને પછી જોયા જ કરજો ને!” દાસીઓ મશ્કરીમાં કટાક્ષ કરતી. રાજકુમારી બોલનારી પર ચીડે બળતાં ને પાછાં આવી શાન્ત થઈ બેસી જતાં.

પણ હૈયાના હેતને કોણ રોકી શકે?

રાજકુમારી વારે ઘડીએ દાસીઓને નેમકુમારના પરાક્રમની વાતો પૂછે! વારેઘડીએ કંઈ ને કંઈ બહાને રૂપગુણની ચર્ચા કરે! માલતી નામની મશ્કરી દાસીને પેલો આયુધશાળાનો શંખનો પ્રસંગ વર્ણવવા કહે ને આમ ને આમ શૃંગારમાં વિલંબ થતો જાય.

"બા! ખોટું ન લગાડો તો કહું! દ્વારકાના બળિયા રાજા શ્રીકૃષ્ણ તો નેમકુમારના એક હાથને પણ નમાવી શક્યા નહિ, પણ મને લાગે છે કે તમે તો એમને આખા ને આખા નમાવશો!"

રાજકુમારી ચીડાઈ બેઠાં ને ચબાવલી દાસીને ગાલે ધીમી થપાટ લગાવી દીધી.

પણ એ ચીબાવલીઓ તો વળી હસી પડી.

રાજકુમારી વધુ ચીડાતાં ગયાં. આમ ને આમ વખત વીતતો ચાલ્યો.

જાન પાદર પાસે આવી પહોંચી હતી. બીજા રાજાઓ નગરપ્રવેશ પહેલાં, નવા ઠોકાયેલા તંબૂઓમાં તૈયાર થવા ચાલ્યા ગયા હતા. પીઠી ચોળાયેલા નેમકુમાર સારથી સાથે એકલા રથમાં બેઠા હતા.

લગ્નની ઘડીઓ નજીક આવતી હતી. રાજમહાલયના પ્રાંગણમાં બધી તૈયારીઓ થઈ રહી હતી. પુરોહિતો ને પૂજારીઓ આવી ગયા હતા. વેદીની રચના ઉપર કંકુ ને અક્ષત મૂકાઈ ગયાં હતાં. કુળગુરુ પણ મંડપમાં આવીને બિરાજમાન થયા હતા. રાજસુંદરીઓનાં ગળાં ગુંજારવ કરવા લાગ્યાં હતાં.

યાદવકુળ શિરોમણિ નેમકુમારનું રૂપ અદ્ભુત હતું. શ્યામસુંદર દેહના ઘાટમાં એવી સુશ્રી હતી કે જોતાં નયનો ન ધરાય. માથે મુગટ, બાંહ્યે બાજુબંધ, કાને કુંડળ! આજાન બાહુમાં સુંદર એવું ચાપ! કામદેવનો બીજો અવતાર આજે અહીં આવ્યો હતો.

ઘડી બે ઘડીમાં વરરાજા આવી પહોંચતાં કામ શરૂ થઈ જવાનું હતું. મંગળ વર્તાવાને વાર જ નહોતી.

ત્યાં આ શું?

હાંફળો એક દૂત દરવાજામાં આવીને ઊભો રહ્યો. એણે વેદનાની એક ચીસ નાખી.

" મહારાજ...." પણ એ વધુ બોલી ન શક્યો.

શાંત મહાસાગરમાં કોઈ મહાન શિલા પડતાં અશાન્તિ વ્યાપી રહે એમ આખો સમુદાય બેબાકળો બની ગયો. ક્ષણ ભર સૌ સ્તબ્ધ બની ગયા.

" મહારાજ ? " દૂતે ધીરેથી ચલાવ્યું. " નેમકુમાર પરણવાની ના કહી અડધે રસ્તેથી પાછા ફર્યા! "

" શા કારણે ? " મહારાજાએ ધડકતે હૈયે પ્રશ્ન કર્યો.

" પાકશાલાના વાડામાં બાંધેલાં જનાવરોની ચીસોએ એમને દુભવ્યા. એ ત્યાં ગયા, બધા જનાવરોને છોડી મૂક્યા ને કંઈ બોલ્યા વગર સારથિને રથ પાછો વાળવા સંકેત કર્યો. મહારાજ! હું હાજર હતો. એ કાંઈ નહોતા બોલ્યા પણ એમની આંખોમાં કોઈ અજબ ચમત્કાર હતો! નયનો સામે

હું નીરખી રહ્યો, પણ હસવું કે રડવું એનો કંઈ નિર્ણય ન કરી શક્યો."

ઉત્સવ ઉત્સવને ઠેકાણે રહ્યો. મહારાજા ઉગ્રસેન તરત જ ઘોડેસવાર થઈ પાછળ ગયા. મહારાણી પણ બે ચાર દાસીઓ સાથે પાલખીમાં નીકળ્યાં, શરણાઈઓના સૂર અડધે અટકી ગયા.

રાજકુમારી રાજુલા તો મુર્છા ખાઈ પૃથ્વી પર પટકાઈ પડયાં

"દીકરી! બેટા!"

મહારાણી રાજુલાને પંપાળી રહ્યાં હતાં. શ્રાવણનું ઘનઘોર આકાશ ગર્જી રહ્યું હતું. નગુરી વાદળીઓ સંગીત કરતી વર્ષે જતી હતી. દૂર દૂરના બગીચાની સુવાસ લઈને આવતો પવન રાજકુમારીને આળપંપાળ કરી રહ્યો હતો.

કમળદળ જેવી નાનકડી આંખો ખૂલી!

"માતા! એ પાછા આવ્યા?" પહેલો પ્રશ્ન જ આ હતો.

"દીકરી! રાજકુમાર ન માન્યો. એ પાછો ગયો. હજારો યુક્તિ અને સમજાવટ પર એ એક જ આંખ ફેરવતો અને આપણને આપણી જાત માટે શરમ લાગે તેમ થતું. દીકરી, ભાગ્ય એટલાં ઓછાં! બાકી આવો રતન જેવો જમાઈ જોઈ મારું મન ખૂબ હરખાત!" મહારાણીએ ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

"માતા! એ પાછા નહિ આવે? મારું શું થશે?"

"બેટા ! એ તો સાધુ બન્યા. હવે તો ગયેલાને વિસારી દેવાનો. નવો કોઈ કોડિલો રાજકુમાર જોશું ! આજ આ પાનેતર ને મીંઢોળ અધૂરાં રહ્યાં. કુંવારી કન્યાના સો વર ! ફરીથી જોશું, આવા વૈરાગીના વળી શા ભરોસા. બેટા, થયું તે સારું જ થયું. ચાર ફેરા ફરી ગયા હોત તો શું થાત ?" રાજમાતાની આંખમાં ગઈ વિસાર્યાનો આછો સંતોષ હતો.

"મા! તું શું કહે છે ? " રાજકુમારીને મહાલયમાં પ્રગટાવેલા સો સો સુગંધી દીપ જાણે ડામવા લાગ્યા ! "આ પાનેતર ને આ મીંઢોળ હવે આ ભવે ઊતરે ? એ કુમારને જોતી ને જાણે જન્મોજન્મની પ્રીતડી જન્મતી. હું તો એને ક્યારની પરણી ચૂકી હતી."

"બેટા ! લગ્નસંસ્કાર–લગ્નવિધિ તો થવી જોઈતી હતી ને ! એ વગર લગ્ન થયું કેમ કહેવાય ! રાજેમતી મૂર્ખી ન થા. ભાવનાશીલ બની આખો ભવ બાળી ન મૂકીશ. આ રૂપ, આ યૌવન, આ વિદ્યા !"

રાજકુમારી હસી. 'મા ! એટલે જ કહું છું કે મારાં લગ્ન તો થઈ ચૂક્યાં હતાં. લગ્ન સંસ્કાર અને વિધિ માનવી શું રચવાનો હતો ? એ તો હૈયે ક્યારનાં રચી નાખ્યાં હતાં. આ અગ્નિ, આ લગ્નમંત્ર, આ રાજગુરુ તો અંતરનાં લગ્ન થયા પછીનાં શોભાનાં પૂતળાં છે. એ પાછો ગયેલો કુમાર મારો ને હું તેની ! જન્મોજન્મની પ્રીત આજે નહિ તોડું. આ પાનેતર ને આ મીંઢોળ. બસ, અમારો વિવાહ અમર થઈ ગયો."

રાજકુમારી ઊભી થઈ ગઈ. સાળુ અને કેશ સમાર્યા.

પીઠ ઉપર પ્રેમભર્યો હાથ ફેરવ્યો. જોતજોતામાં આંખના આકાશમાં ઘેરાયલી અશ્રુની વાદળીઓ નીતરી ગઈ. નયનોમાં અપૂર્વ આનંદ થનગનવા લાગ્યો. વર્ષાકાળમાં જાણે વસંત બેઠી.

રાજકુમારી રાજુલા હૈયે ને હેતે પરણેલાં જ રહ્યાં. જગતમૈત્રી સાધવા નેમકુમાર યોગી બન્યા તો રાજુલા પણ એ વેશે ચાલી નીકળ્યાં, એ તો દેહલગ્ન નહોતાં. આત્મલગ્ન હતાં. વાસનાના કીચ ત્યાં નહોતા. વિલેપનનાં પંકજ ત્યાં ખીલતાં હતાં. નેમકુમારે વર્ષોની પ્રીત જાળવીને રાજુલાને બ્રહ્માંડના ભેદ પરખાવ્યા, માયા મોહ, મમત્વનાં જૂઠાં લગ્ન છોડાવી ત્યાગ, તપ ને સંયમના સ્નેહ સધાવ્યા.

કાળક્રમે બન્ને મોક્ષ ગયાં. ગરવો ગિરનાર આજ પણ એ પરણેતરની સાક્ષી દેતો ઊભો છે.

એ લગ્નની જુગજુગ સુધી સૌને ઇર્ષ્યા હજો!



# કવિનો આત્મહુંકાર

[ વાર્તા બારમી ]

કોઈ ઘડી કે પળ એવાં આવે છે, કે જ્યારે સાહિત્યકાર કે કવિને પોતાના બોલ કાળી શાહીથી નહીં, પણ લાલ લાલ શોણિતના અક્ષરે લખવા પડે છે. મેદાનમાં સંચરતા જોદ્ધાને હરકદમ પર જેમ તન, મન, ધનની કુરબાની કરવી પડે છે, તેમ એને પણ પોતાની હરએક પંક્તિ પર ધન, દેહ ને દૈવતની કુરબાની આચરવી પડે છે, અને એજ વેદનામાંથી–કવિના એ જ આત્મદર્પમાંથી ચિરંતન સાહિત્યની સરવાણી દુર્ગમ પેટાળ ફોડીને બહાર આવે છે. એની પીડા એના અક્ષરે અક્ષરમાં પ્રાણ પેટાવે છે, એના પ્રત્યેક તરફડાટમાંથી નવાયુગની સંવેદના જન્મે છે.

એવી એક ભારે ગરવી ઘડી ગૂજરાતના પાટનગરમાં એક સ્વપ્નદર્શી, આત્માભિમાની કવિના માથે ગાજી રહી હતી.

સિદ્ધપુર–પાટણના દેવાલયોમાં સંધ્યાની આરતીના છેલ્લા ટકોરા રણઝણી રહ્યા; ત્યારે શહેરના એકાંત ભાગમાં

આવેલા એક વિહારમાં રોમાંચ થીજાવી નાખે તેવા વર્તમાન સાથે કોઈ ગુપ્તચર ધીમાં પગલાં માંડતો હતો.

વિક્રમના તેરમા સૈકાની આ વાત છે. પરમાર્હત અને પરમ માહેશ્વર એવાં બન્ને બિરુદને વરેલા, સમદૃષ્ટિ મહારાજા કુમારપાળ અનન્તની ગોદમાં આખરી આરામ લઈ ગયા હતા. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય કેવલ અક્ષરદેહે વિદ્યમાન હતા. વિનાશ અને વેરની તમામ સામગ્રીઓ સાથે હજી ગઈ કાલે જ મહારાજા અજયપાળ ગાદીએ આવ્યા હતા. મહારાજા કુમારપાળની સમદૃષ્ટિ, ન્યાયપ્રિયતા, ઇન્સાફ બંધુય એ ભૂલ્યા હતા. પાટણની રાંક પ્રજા પર એના અત્યાચારનો કોરડો વીંઝાઈ રહ્યો હતો.

પાટણના નભોમંડલ પર તારાઓએ જ્યારે ભરતકામ કરવા માંડયું, ત્યારે પેલા ગુપ્તચરે એક જૈન ઉપાશ્રયની ભીતરમાં પ્રવેશ કર્યો, અને ખૂણામાં ધ્યાનસ્થ બેઠેલ વ્યકિતને ઢંઢોળી:

“ કવિરાજ ! જાગો છો ને ? સાધુરાજ, જાણો છો ને પાટણના સિંહાસન પર કોની સત્તા છે ? ”

“ પાટણના સિંહાસન પર જેની સત્તા હોય તેની ભલે હો, મને શું ? અહીં મારા હૃદયસિંહાસન પર કોની સત્તા છે, એ પૂછને ! ભાઈ ! ” પેલી વ્યકિતએ સાવધ બનતા કહ્યું: “ કોણ છે ભાઈ ? આવી રીતે અભ્યાસમાં શા માટે વિઘ્ન નાખે છે ? મારું સોમું (૧૦૦) કાવ્ય હવે તો આવતી કાલે સંપૂર્ણ થશે. કાલે તો હું ‘પ્રબન્ધશતકર્તા’ ની ઉપાધિ મેળવીશ. ”

ગુપ્તચરનો નિશ્વાસ બહુ ભારે જણાયો. એ વધુ પાસે ગયો ને ધીરેથી કહેવા લાગ્યો:

" કવિરાજ! કાવ્ય ને કલા, રસ અને અલંકાર એ બધું ક્ષણ વારને માટે ભૂલી જાઓ. ઊગતા સૂર્યને નમસ્કાર કરવા સાવધ બનો! જમાનો એ આવે છે કે તમારી કલમ ને તમારી સરસ્વતી હવે તો મહારાજા અજયપાળનાં સ્તવન લલકારશે!"

"કોણ મને રાજતંત્રનો ભાટ્ટુતી કવિ કરવા માગે છે? હું કોણ? કુદરતનો મહાન કવિ રામચંદ્ર! અજયપાળ જેવા કુરાજાઓની પ્રશસ્તિઓ હું રચીશ? કવિત્વનો આત્મા મારે સગે હાથે હણીશ? શાન્તમ્ પાપમ્, શાન્તમ્ પાપમ્!"

" રામચંદ્ર! કેવલ નિખાલસ કવિ જ જણાઓ છો. જાણુતા નથી, કે પ્રભુ પંચાસરાના દેવાલય પર કાલે જ અજયપાળના સેવકોએ હથોડા ચલાવ્યા છે, મહામૂલા ગ્રંથ-ભંડારો હજી હમણાં જ આગના હાથમાં સોંપાયા છે! અરે, કપર્દિ જેવા મંત્રીને એક દિવસ માટે મંત્રી બનાવી ઉકળતી તેલની કઢામાં તળી લેવાયો છે, આમ્રભટ જેવા વીર ભટને લશ્કરના ઘેરામાં હણી નંખાયો છે, પછી તમારી શી હસ્તિ? રાજઆજ્ઞા સ્પષ્ટ છે; જૈનો ઘણા દિવસ મહાલ્યા. જૈન એ જૈન. બ્રાહ્મણ એ બ્રાહ્મણ. જૈન બ્રાહ્મણ ન બની શકે, બ્રાહ્મણને જૈન બનવું ન શોભે. બ્રાહ્મણ તો પ્રભુનું પ્રથમ સંતાન! પૂજા વેદની, અર્ચા બ્રહ્મા, વિષ્ણુ ને મહેશની, ચર્ચા હોમ-હવનની. શું આ ફરમાન તમે નથી જાણતા?"

ગાઢ અંધકારમાં દિવાલો પણ બોલતી લાગે છે. ગુપ્તચરે દિવાલો સાથે કાન ધરી જોયા. કવિ સ્તબ્ધ બની ગયો હતો. આખો વિહાર શાન્ત હતો.

"ભાઈ, મને રાજ–આજ્ઞા સાથે શી નિસ્બત? પરમ ગુરુદેવના એ બોલ હજીય મારા કર્ણમાં સતત ગૂંજ્યા કરે છે: 'બ્રહ્મા વા, વિષ્ણુ વા–હરો–જિનો વા–સર્વ કોઈ રાગ–દ્વેષના જેતાને નમસ્કાર!"

"તમે અભેદની વાતો કરો છો, પણ એ તો બે ભાગમાં જ માને છે. જૈન એ જૈન, બ્રાહ્મણ એ બ્રાહ્મણ! બે વચ્ચે કોઈ નાતો–સંબંધ નહીં."

"પણ પરમાર્હત અને પરમ માહેશ્વર બબે બિરદના ધારક મહારાજા કુમારપાળના વફાદાર સેવકો ક્યાં ગયા? એ સમર્થ મહારથીઓ આ અન્યાય સામે કેમ બોલતા નથી?" કવિએ પ્રશ્ન કર્યો. કાવ્યની દુનિયામાં રમતા એના મનોભાવો અત્યારે પણ તૂટી ગયેલી કડી સાંધવા મથી રહ્યા હતા.

"સાચાં મોતી રાજા અજયપાળની આગમાં હોમાઈ ગયાં: ફટકિયાં હતાં એ અજયપાળ પાસે પૂંછડિયો પટપટાવવા લાગ્યાં. માથાં આપવાનો જમાનો વીતી ગયો. હવે તો માણસાઈ વેચીને પણ માનવી માથાં જાળવે છે, કવિરાજ!"

"અને એથી જ એક દિવસ જીવતર કડવાં લાગશે. માગ્યાં મોત પણ મીઠાં નહિ થાય!" કવિ બોલ્યો. એ ન્યારી દુનિયાનો વસનારો હતો.

“ કાલનો કોઈયે વિચાર કરતું નથી, કવિરાજ! નહિ તો એક ગુરુના બે ચેલામાંથી એક ભૂખ્યા કૂતરાની જેમ પૂંછડી પટપટાવે ને એક પર્વતની જેમ અડગ રહે એ કેમ બને ? ”

“ એક ગુરુના બે ચેલા ? કોણ ? હું ને બાલચંદ્ર ? ”

“ હા, હા, યતિ બાલચંદ્ર. એનાં કવિતા ને કાવ્ય રાજા અજયપાળને ચરણે આળોટે છે. તમારાં કાવ્ય ને કલમ એના ચરણે ઝુકાવવા પેંતરા રચાય છે. કવિ, જીવવું હોય તો જલદી સાવધ બનો ! કલ્પનાવિહાર છાંડી કર્તવ્યવિચાર આદરો. ”

“ નહિ ભાઈ, હવે નવું નહીં શીખી શકાય. પરમ ગુરુદેવનો આદેશ વિસારે નહીં પાડી શકાય. જીવતરની બહુ ચિંતા નથી. એક વેળા જગતને જોઈ લેવા દે, કે એક જ વૃક્ષનાં બે પાન એમાંય કડવાં અને મીઠાં હોય છે. એક જ બાપનાં બે સંતાન પરસ્પર વિરોધી ગુણ–અવગુણ રાખનારાં હોય છે. પણ તેમની અને બાપની આબરૂને શી નિસ્બત ! રામચંદ્રની કવિતા એવાઓના ચરણે ન વહે ! રામચંદ્ર એટલે કોણ ? ”

“ કવિરાજ ! ભૂલો છો. જાય છે એટલી પળો સોનાની જાય છે. હજી પણ સાવધ બની જાઓ. વિદ્વાન થઈ ને કાં ભૂલો છો, કે વરસાદની હેલી અને પવનના સપાટામાં વખતને માન આપી વાંકાં વળી જનાર વૃક્ષો જીવતાં રહે છે, અક્કડ ને અણનમ રહેનારાં વૃક્ષો જમીનદોસ્ત થાય છે. જમાનો બદલાયો ત્યાં માનવીનું શું ગજું ? આભ ફાટયું ત્યા થીગડું શું કામનું ? ”

મહાકવિ રામચંદ્ર આનો કંઈ જવાબ વાળે એ પહેલાં વિહારના પગથિયે સિપાઈઓના નાળબંધ જોડા ખખડયા. ગુપ્તચર ખૂણાની કાળાશનો લાભ લઈ તેમાં સમાઈ ગયો.

સિપાઈઓના ચોર–દીવાનું અજવાળું વિહારના તમામ ખૂણાને પ્રકાશિત કરવા લાગ્યું.

"ક્યાં છે કવિ રામચંદ્ર ?" અવાજ ભયંકર હતો.

"સિપાઈઓ ! કવિ રામચંદ્ર સ્વદેહે અહીં જ બિરાજે છે. પધારો, શું કાર્ય છે ?" કવિએ બેપરવાઈથી કવિતામાં જ જવાબ વાળ્યો.

"ગૂર્જરેશ્વર મહારાજા અજયપાળ તમને આમંત્રે છે." શુષ્ક સિપાહીઓએ પણ સભ્ય થવા યત્ન કર્યો.

"કાલે સવારે આવું તો ?"

"એ નહિ ચાલે." સિપાઈઓ આગળ વધ્યા ને કવિને ઘેરી વળ્યા. મ્યાનમાં રહેલી તલવારો ખેંચાઈ ગઈ. તેઓએ પોત પ્રકાશ્યું. "ગુનેગારને એક ક્ષણ પણ છૂટો ન મુકાય એવી રાજ–આજ્ઞા છે."

"હું ગુનેગાર ?"

પણ કવિના એ શબ્દો પૂરા થાય તે પહેલાં તે ઉંચકાયા. થોડીવારમાં તો આખો વિહાર એક ભયંકર પ્રકારની ભીતિ ધારણ કરી નિસ્તબ્ધ બન્યો. પાટણની શેરીઓ તો પહેલેથી નિષ્ક્રિય હતી.

વખત જોઈને વહેણ બદલતા આકાશી તારાઓ પોતાનું

અને માનવીઓનું સામ્ય શોધવા પાટણની શેરીઓમાં ઝાંખા ઝાંખા ઝબૂકતા હતા.

૨

સવારના સૂર્યે જગત પર ડોકિયું કર્યું ત્યારે પાટણની શેરીઓમાં પડહ વાગતો સંભળાયો :

"પાટણનાં પ્રજાજનો ! સહુ સાંભળજો ! મહારાજા અજયપાળ ફરમાવે છે, કે બ્રાહ્મણ અને જૈન એક ન હોઈ શકે. બ્રાહ્મણ તે બ્રાહ્મણ ને જૈન તે જૈન. અગ્નિ અને પાણી ભેગાં ન રહી શકે. ભલે બંને ઉપયોગી હોય, પણ એક ન થઈ શકે, પરમાર્હત અને પરમ માહેશ્વર બે બિરુદ સાથે કદી ન હોય. જૈનોના દેવ કદી બ્રાહ્મણ નહીં થાય ને બ્રાહ્મણના દેવને જૈન કરવા અમને પસંદ નથી. માટે સહુએ બ્રાહ્મણધર્મને માન આપવું, હવન કરવા ને વેદપૂજા આરંભવી. જેઓ સમદૃષ્ટિને નામે બ્રાહ્મણ ધર્મને ને જૈન ધર્મને ભેળવવા મથે છે, તેમને સખત શિક્ષા થશે."

રમત વાતમાં આત્મસમર્પણ કરનાર પાટણના સપૂતોના વંશજોએ આ સાદ દબાતે દિલે સાંભળ્યો. સાંભળીને ઘરમાંથી એવું એવું બધુંય સાહિત્ય કાઢી અગ્નિને હવાલે કર્યું. અરે ભાઈ, આપણે સહુ જુદા ! જૈનને અને બ્રાહ્મણને વળી શો નાતો ! મંદિરોના રસ્તા સૂના પડ્યા. ધર્મસ્થાનકે બધાની જીભ શીવાઈ ગઈ.

આટલેથી બસ ન હોય તેમ બપોરે ન્યાયસભામાં

હાજર થવાનું નગારું ગાજ્યું. ભરકચેરીએ હઠાગ્રહી કવિ રામચંદ્રનો ન્યાય ત્રાજવે તોળાવાનો હતો.

એ ત્રાજવાં જેમાં અન્યાયનું ભારણુ પહેલેથી ભરી ન્યાયના છાબડાને ઊંચે ચઢાવી દેવામાં આવ્યું હતું, તે તોલમાપ કરવા બપોરે તૈયાર થયાં.

કવિ રામચંદ્રને સભામાં બંધનોથી બાંધી હાજર કરવામાં આવ્યા, કવિ રામચંદ્રના મુખ પર કોઈ અજબ ખુમારી ચઢી હતી.

"કવિ, તમે બ્રાહ્મણ અને જૈનોને એક કરવા માટે કાવ્યો રચી જે ગુનો કર્યો છે. તેનું પ્રાયશ્ચિત કરવું પડશે."

"કવિઓ કાવ્ય રચે, એ કોઈ અકળ પ્રેરણાથી. એને પાપ કે પ્રાયશ્ચિત્ત ન સ્પર્શી શકે! સત્તા કે સમૃદ્ધિ એને પલટાવી ન શકે! કવિને પ્રાયશ્ચિત્ત કરવાનું કહેનારની પાસે એવું કયું પાંડિત્ય છે, એવી કઈ સમન્વય દૃષ્ટિ છે, જે કવિનો ન્યાય ચૂકવશે? અજ્ઞાની જ્ઞાનીનો ન્યાય કરશે? જગત હસશે નહિ?" કવિ રામચંદ્ર બેપરવાઈથી જવાબ વાળ્યો!

"એટલે તમે રાજઆજ્ઞાને ઉથાપવા માગો છો? તમારે આ રાજ્યની તથા અમારી પ્રશસ્તિઓ રચી પુરાણાં કૃત્યોનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. તમારા ગુરુભાઈ બાલચંદ્રની પણ એ જ સલાહ છે."

"રાજા, કવિઓ સ્વાધીન–મના હોય છે. કવિ પણ એક રાજા છે. રાજાના રાજ્ય કરતાં એનું રાજ્ય વિશાળ હોય છે. એક રાજાના ખજાનામાં જે જવાહિરો હોય છે,

એનાથી વધુ જવાહિર એના ખજાનામાં હોય છે. એ રાજ્ય શું તું એકાદ લોઢું કે લાકડું દેખાડી લૂંટી શકીશ? શું એ ખજાનો એકાદ નાશવંત જિંદગીનો ડર બતાવી ખુંચવી શકીશ? પ્રશસ્તિ ગાવાની આજ્ઞા કર્યે એ ન ગવાય. સંસારી-લાલચો દેખાડે એ ઊર્મિઓ ન જાગે. કવિનું મન સ્વતંત્ર છે. એને ભાવનાની ભૂમિ દેખાડો, તરત નાચ કરશે. વસંત આવે કોકિલાને કોણ કહેવા જાય છે, કે અરી બાવરી, કંઈક ગા!" કવિ રામચંદ્રે કવિઓના સ્વભાવનું દર્શન કરાવ્યું.

"ગાંડા કવિ, ડહાપણ છોડી, હા કે ના બોલો."

"ભોળા રાજા! કવિ કદી ડહાપણને સ્વીકારે ખરો! ડહાપણ તો એને શીખવું જોઈએ કે જેને એક પાપી પેટ માટે ને ક્ષણિક વાહવાહ ને વૈભવો માટે અનંત પાપ આચરવાં પડે, એક ભાનભૂલેલા રાજાના આશ્રિત બનવું પડે. ડહાપણ એ માગે, કે જેને માન, સ્વતંત્રતા કે પોતાપણું નથી."

"રાજાજી! રામચંદ્ર મારું અપમાન કરે છે!" રામચંદ્રના ગુરુબંધુ બાલચંદ્રે બૂમ પાડી.

"શાંત રહો! એ કવિને તરતમાં જ ડહાપણ આપીશ. સિપાઈઓ, એની બે આંખોને ધગધગતા સળિયાથી ચાંપી દો. જોઈએ એની જીભ હજીય ઊઘડે છે કે નહિ?"

"રાજા! ડરાવીશ મા. ટીંટોડી ગમે તેટલું કરશે, પણ સાગરને શોષી નહિ શકે. તારે ચક્ષુનો ખપ છે. લઈ લે. આ બે ચક્ષુ તો વધારાનાં જ છે. કવિત્વની દિવ્ય ચક્ષુઓનો પ્રકાશ તો મારા રોમેરોમમાં ભર્યો છે. પછી આ ચક્ષુઓ

જાય તોયે શું, ને રહે તોયે શું ? છતી ચક્ષુએ અંધ બનેલા તને એ ખપની છે. ભલે તું લઈ લે !"

બેડીબંધ સ્થિતિમાં ઊભા રહેલ કવિએ નિરાંતે બે આંખો જલ્લાદને હાથ સોંપી. આતતાયી આહ પોકારી ઊઠે એવી વેદનાભરી સ્થિતિમાં આ નાજુક કવિ સ્વસ્થ ખડો છે ! રાજા અજયપાળના ચહેરા પર હાસ્ય હતું. પ્રજા વિચારી રહી હતી, કે આપણે હસવું કે રડવું ? કારણ કે એમનો સ્વતંત્ર આત્મા વિદાય થયો હતો.

"પણ મહારાજ, આ અનાડી કવિને આપે તો દિવ્યચક્ષુ આપ્યાં." રાજા અજયપાળના પક્ષમાં પ્રવેશેલા કવિ બાલચંદ્રે કહ્યું : "અંધ કવિ શ્રોતાઓની સમવેદનાનો ભાગી બનશે. એનાં કાવ્યોમાં જીવન જાગી ઊઠશે. જીવતો રહેલ આ કવિ આપની અપકીર્તિઓના ગાનથી દિશાઓને ગજવી દેશે, એની પાસે પ્રતિજ્ઞા કરાવરાવો."

રાજાએ કવિને તે પ્રમાણે આજ્ઞા કરી.

કવિરાજાએ કયે દહાડે બંધન સ્વીકાર્યાં હતાં તે આજે સ્વીકારે !

"રાજા, હવાને બાંધી શકો તો કવિના દિલને બાંધી શકો. તમે ભયંકર રીંછને કે વિકરાળ વાઘને વશ કરી શકો, કદાચ મહેનત કરીને તમારા ઈશારા પર નચાવી પણ શકો, પણ મૂઠીભરનું કવિહૃદય કરોડો મણની જંજીરોથી પણ જકડી શકાતું નથી. કવિ પોતે પણ એના નિજાનંદી હૃદયને પરવશ હોય છે, પછી બીજાની તો શી વાત !"

" તો મારી આજ્ઞાના અનાદરની સજા સાંભળી છે ? " રાજા ગુસ્સામાં બબડ્યો.

" ના, એ સાંભળવાની ઇચ્છા નથી. કવિરાજની દુનિયામાં બીજા રાજાની હસ્તી જ સંભવતી નથી : તો એને કોણ સજા કરશે, ને એ કોની સજાને સ્વીકારશે ? "

" મનસ્વી કવિ, કલ્પનાના જગતમાંથી જલદી પાછો ફરે તો સારું," રાજાએ વાત કરવાની રીત બદલી. એ માયાળુ રીતે કહેવા લાગ્યો: " રાજકવિ માટે સજ્જ આ મારું માન–સન્માન, મારી ભેટ–સોગાદ, સોનેરી પાલખીઓ, રૂપેરી છત્રો ને ખમા ખમા કરતા આ રાજભૃત્યોને તો નિહાળ ! સુખની દુનિયાને લાત ન મારીશ. બીજા 'કલિકાલસર્વજ્ઞ'નું પદ મારા દરબારમાં ખાલી છે. એ સ્થાન.... "

" ચૂપ રહે, રાજા ! એ પવિત્ર ગુરુદેવના નામને તારી અપવિત્ર જિહ્વા પર ન આણીશ. વિશાળ સરોવરની મહાનુભાવતાને તું કૂવાનો દેડકો શું પિછાણી શકીશ ! "

" કવિ, હદ થાય છે. મારી કઠોર આજ્ઞા છૂટે તે પહેલાં હજી કંઈક સમજી જા ! તને સાધુરામને સંહારતા મને વિચાર થાય છે. "

કવિએ જવાબ આપવાને બદલે પોતાના કાવ્યમાં ગાયેલાં સ્વતંત્રતાનાં ગાન શરૂ કર્યાં:

" હે દેવ, માનવીની સ્વતંત્રતા અબાધિત રહેજો ! પરતંત્ર બનીને સ્વર્ગમાં જવાને બદલે શેરીનો શ્વાન બની

સ્વતંત્ર રહેવા ઇચ્છું છું. સ્વતંત્રતા એ તો માનવીઓની મહામૂલી દોલત છે.*

"હે દેવ, કવિનું આ અન્તિમ ગાન છે કે સરસ્વતી કદી લક્ષ્મીની દાસી બનશો મા! મારું અંગેઅંગ ભલે આજે રાઈ રાઈના દાણા જેવું બની જાય; પણ મારા એ પરમાણુએ પરમાણુ જગતમાં ગુંજારવ કર્યા કરજો કે એક નમ્રાતિનમ્ર કવિનામધારી રામચંદ્રે, સિંહાસનના ડરથી, કોઈ લાભથી કે લોભથી, અરે, અત્યાચારોના ડરથી પણ પોતાની પવિત્ર વાગ્‌દેવીને દૂષિત કરી નથી."

"કવિ, ધગધગતો લોઢાનો રસ વહાવતી જબાન બંધ કર!" રાજા અજયપાળ હવે ધીરજ ધરી ન શક્યો. હમેશાં પોતાથી વિરોધી માણસો માટે રાજકારણી પુરુષો જે એકમાત્ર શબ્દ 'રાજદ્રોહી' વાપરે છે, એનો આશ્રય લઈ એ ગર્જ્યો: "મંત્રી! આ રાજદ્રોહી કવિને શયતાન પણ ધ્રુજી ઊઠે તેવું મોત આપો! જલ્લાદોને હુકમ કરો કે તપાવેલા તવા પર આ કવિરાજાનો અભિષેક કરી ફળફળતા તેલથી સ્નાન કરાવે! દયા, રહેમ કે પ્રાર્થના માટે હવે મારાં દ્વાર બંધ છે. મારી નજીક એ માટે કોઈ ન આવે!"

રાજાજીએ દરબાર વિસર્જન કર્યો. જલ્લાદોએ પોતાનું કામ શરૂ કર્યું. જે દરબારમાં ગઈ કાલે જ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યના એક શબ્દ સમક્ષ આખી રાજસભા મસ્તક

*स्वतंत्रो देव भूयासम्, सारमेयोऽपि वर्त्मनि ।
मास्म भूवं परायत्तः, त्रैलोक्यस्यापि नायकः ॥

નમાવતી, એ જ રાજસભા એ જ સમર્થ આચાર્યના પ્રિય શિષ્યનું આવું કમકમાટીભર્યું મૃત્યુ જોઈ મુખેથી આહ પણ કાઢી શકી નહીં!

કવિનો આત્મા સ્વર્ગવાસી બન્યો.

જગદ્‌ગુરુ હેમચંદ્રનો શિષ્ય મરીને અમર થયો.

એની વીણા પવિત્ર રહી.

રાજાજીની કડક રાજ–આજ્ઞા છૂટી હતી કે કવિના કોઈ પણ પરમાણુ પર ધૂપ–દીપનાં માન આપનારને મોતની સજા મળશે! પણ કોણ કહે છે કે એ મરજીવા કવિરાજાને દુન્યવી ધૂપ–દીપની જરૂર હતી? કવિની આત્મજ્યોતિ એ દહાડે વગર ધૂપદીપે અમર બની, ને આજે પણ એટલી જ ઝળહળતી છે.



# અમદાવાદનો ભામાશા

[ વાર્તા તેરમી ]

**અમદાવાદ** એ વેળા ઘોર આપત્તિમાં હતું. બે બળિયા-ની બાથમાં એ ભીંસાઈ રહ્યું હતું. સૂબેદાર ઈબ્રાહીમ કુલીખાં ને સિપેહસાલાર હામીદખાંની લડાઈ વચ્ચે એ ઘેરાઈ ગયું હતું. હામીદખાં નિઝામ ઉલ મુલ્કનો કાકો થતો હતો, ને એની પાસે મદદમાં બળવાન મરાઠા લશ્કર હતું. અમદાવાદની રખેવાળી-નો બાર–બોજ લઈ બેઠેલ ઈબ્રાહીમ કુલીખાંએ બહાદુરીભર્યો સામનો કર્યો, પણ એ ન ટકી શક્યો. હામીદખાંનું પ્રચંડ લશ્કર અમદાવાદના ભદ્ર દુર્ગ પર આંધીની જેમ ઉશ્કેરાઈને ખડું હતું. ઈબ્રાહીમ કુલીખાં ડર્યો, ને કિલ્લામાં જઇ ભરાયો.

અમદાવાદ નિરાધાર જેવું બની રહ્યું. હામીદખાંનું

લશ્કર ધીરે ધીરે બેકાબૂ બનતું, લૂંટ ને જુલમની સદા લલચામણી સ્થિતિને સ્પર્શતું જતું હતું. આ કિલ્લાનો દરવાજો તૂટતાં એ શહેરમાં ધસી આવવાનું. અને પછી લૂંટફાટ, કત્લેઆમ, મારામારી ને ધમાધમી મચી રહેવાની! અમદાવાદના અગ્રગણ્ય પુરુષો એ પર વિચાર કરવા એકઠા મળ્યા, ને પોતાના દ્વાર પર ઉભેલા આ સત્યાનાશના સ્વરૂપસમા લશ્કરને કેમ પાછું કાઢવું તેના વિચાર પર આવ્યા. રૈયતને સત્તાની સાઠમારી સાથે સંબંધ નહોતો, એ તો આબરૂભર્યું શાન્ત જીવન જીવવા માગતી હતી.

એટલામાં પવનવેગે સમાચાર આવ્યા, કે લશ્કર દરવાજો તોડી શહેરમાં પેઠું છે, ને લૂંટફાટ, આગ ને કત્લેઆમ ચાલુ થઇ ગઇ છે. સહુ લોકો ભયથી બેબાકળા બની ગયા. એ વેળા એક જૈન વાણિયો–ઢીલી દાળનો ખાનારો વાણિયો—ખભે ખેસ નાખીને આગળ આવ્યો. એનું નામ નગરશેઠ ખુશાલચંદ, વર્ષોથી અને પેઢીઓથી એમને ઘેર અમદાવાદની અઢારે કોમની નગરશેઠાઈ હતી. પુણ્યશ્લોક શેઠ શાંતિદાસના કાળથી એ અમદાવાદના નગરશેઠ બન્યા હતા, અને એ જ કુટુંબે મોગલ સલ્તનત સાથે ભારે મિત્રાચારી કેળવી હતી.

દિલ્હીના દરબારમાં આ મહામાનવીની ખૂબ લાગવગ હતી. ઝવેરી તરીકે એ પ્રમાણિક ને માનવી તરીકે એ નિખાલસ મનાતા. અને આ જ કારણે અમદાવાદના શાખાનગર સરસપુરમાં આવેલા એક દેવાલયને જ્યારે જફા પહોંચાડવામાં આવી, ત્યારે ખુદ શાહજહાં બાદશાહે 'બુલંદ ઇકબાલ મહમ્મદ દારા શિકોહ ' ના નામથી ફરમાન કાઢી સરકારી ખર્ચે એ જૈનમંદિર સમરાવી દીધેલું.

ઉદાર શાહજહાં પછી સમ્રાટ ઔરંગઝેબ ગાદી પર આવ્યો. એણે પણ શહેનશાહ તરીકે પોતાનો ખરીતો શેઠ શાંતિદાસ સાથે મોકલેલો. એમાં વેપારી વર્ગ પ્રતિ એનો સંદેશો હતો કે : ‘સર્વ પ્રજા રાજીખુશીથી ભિન્નભાવ રાખ્યા વગર સલાહસંપથી પોતાનો વ્યવહાર ચલાવે.’ શેઠ શાંતિદાસને ઔરંગઝેબ બાદશાહે પોષાક પણ આપેલો, ને એ જ બાદશાહે તેમના પુત્ર લક્ષ્મીચંદને નાણાવટી તરીકેનું એક ફરમાન પણ આપેલું, જેથી એમનાં નાણાં કોઈ ડુબાવી ન શકે.

આ શાહી ઓળખાણોથી નગરશેઠો આફતના સમયે શહેરને બચાવતા ને બરબાદ થતું અટકાવતા. અલબત્ત, તેઓ પોતાની પણ આબાદી વધારતા, પણ તેઓ એટલું પૂરી રીતે જાણતા હતા, કે શહેર સમૃદ્ધ ને રક્ષિત હશે તો જ પોતાની સમૃદ્ધિ ટકવાની છે.

એ મહાન નગરશેઠોના વંશજ ખુશાલચંદ શેઠ આ વેળા આગની સામે ગયા. વખત તો એવો હતો, કે જતા–આવતાની પણ સલામતી નહોતી, છતાં તેઓ કુશળતાથી લશ્કરના આગેવાન હામીદખાં પાસે પહોંચી ગયા, ને સુંદર શબ્દોમાં શહેરને લૂંટફાટ ને કત્લથી બચાવવા વિનંતી કરી.

લશ્કરનો આગેવાન વાઘ જેવી ખૂનતરસી આંખે નગરશેઠ સામે નીરખી રહ્યો. અમદાવાદી લાલ જરીભરેલી પાઘડી ને કાને હીરાનાં કોકરવાથી શોભતા શેઠની સૌમ્ય મુખમુદ્રાએ એને નરમ કર્યો. એણે કહ્યું :

“રૂપિયા લાવો. એ વિના લશ્કર પાછું નહીં ફરે.”

"રૂપિયા આપું છું. માગો તે આપું, પણ લશ્કર પાછું ફેરવો. આ આગના ભડકા, આ મિલ્કતનો સર્વનાશ, ગરીબોને વસવાનાં આશ્રયસ્થાનોની તારાજી ને નિર્દોષોની ખૂનરેજી મારાથી જોવાતી નથી.' નગરશેઠના શબ્દોમાં સામાને પિગળાવે તેવી આર્દ્રતા હતી.

'અમદાવાદી વાણિયા! માગું તેટલા રૂપિયા આપીશ?"

'હા.' પણ હા બોલતો એ અમદાવાદી વાણિયો જાણતો હતો, કે આ બદલાની તમામ રકમ આપવાની જવાબદારી પોતાની એકલાની થતી હતી. અને એક 'હા' પાછળ પોતાની તિજોરીનું તળિયું દેખાઈ જશે. છતાં અમદાવાદનો એ ભામાશા જરા પણ ન ડગ્યો—ન ધ્રૂજ્યો. એને પોતાની માયા બચાવી લેવાનો સ્વાર્થી વિચાર પણ ન સ્પર્શ્યો.

"હુકમ કરો, લશ્કર પાછું ફરી જાય. અબઘડી તમે માગો છો તેટલી રકમ લઈને હાજર થાઉં છું."

લશ્કરને પાછા ફરવા માટેનું રણશીંગું ફુંકાયું. લૂંટફાટ કરતું લશ્કર તરત તંબુઓમાં પાછું ફરવા લાગ્યું, અગ્નિ ચંપાયેલાં ઘર તરત બુઝાઈ ગયાં, ને વસ્તીએ નિરાંતનો શ્વાસ લીધો. થોડીવારમાં તો ચાર બળદોથી જોડાયેલા રથમાં રૂપિયાની થેલીઓ આવી ને લશ્કરી વડાને આંગણે ખડકાઈ ગઈ. સરદાર આ વાણિયાની બહાદુરી જોઈ ખુશખુશ થઈ ગયો. એણે વખાણ કરતાં કહ્યું: "શેઠ, તમારું નગર હવે સલામત સમજો!"

નગરશેઠ ખુશાલચંદ પેઢીઓથી સંઘરેલું દ્રવ્ય પરદેશીના દરવાજે ઠાલવી પાછા ફર્યા. અમદાવાદના એ ધનકુબેરના મનમાં વિચારો ચાલતા હતા, કે કાલે લાખોની હુંડીઓ કેમ ભરાશે, આટલી ઓછી મૂડીએ બહોળો વેપાર કેમ ખેડાશે; છતાં આ ચિંતાઓને ઓગાળી નાખતો એક આનંદ તેમના ચહેરા પર તરવરતો હતો,...."ચાલો, પૈસો ગયો, પણ શહેર સલામત રહી ગયું. કોણ જાણે નહીં તો શું થાત!"

શેઠ ઘેર પહોંચ્યા, પણ વાત તો વાયુવેગે બધે પ્રસરી વળી. અરે, નગરશેઠ ખુશાલચંદે પોતાનું સર્વસ્વ ખરચી આપણને—આપણા શહેરને—બચાવ્યા! આજ શહેરની ઇજ્જત સિપાહીઓએ નહીં—સરદારોએ નહી—એક શેઠે રાખી! હવે આપણે પણ આપણી ફરજ અદા કરવી ઘટે!

ગામના આગેવાન વેપારીઓ એકત્ર થયા. તેમણે સહુએ સર્વાનુમતીએ ઠરાવ્યું, કે નગરશેઠને આપણે વંશપરંપરાનો દસ્તાવેજ કરી આપવો કે અમદાવાદની બજારમાં જેટલો માલ કાંટા ઉપર તોળાય તે માલ પર સેંકડે ૦। ટકો શેઠને મળે.

આ દસ્તાવેજ પાકો થયો. એના પર તારીખ નાખવામાં આવી. હીજરી સંવત ૧૧૩૭ તા. ૧૦, માહે શાબાન.

સરકારી સિક્કો પણ લગાવવામાં આવ્યો. એ સિક્કામાં 'આદી મેસર એ રસુલુલ્લાહ કાજી મુસ્તફીદખાં' એ નામથી સાખ થઇ; ને નીચે અમદાવાદના આગેવાન વેપારીઓ કિશોર-

દાસ રણછોડદાસ, અપમલદાસ વલભદાસ, મહમદ અબદુલ વાહીદ, અબુબકર શાહાશાહ વગેરે દશ વેપારીઓએ સહી કરી.

આ દસ્તાવેજનો અમલ ઘણા વખત સુધી ચાલ્યો. વળી એ પછી અમદાવાદની સત્તા મેળવનાર ગાયકવાડ સરકારે ને પેશ્વા સરકારે પાલખી, છત્ર તથા વર્ષાસન આપી એમની નગરશેઠાઇનું સન્માન કર્યું.

વખત જતાં — આ બહાદુર નગરશેઠો ચાલ્યા જતાં ને સત્તાઓની ફેરબદલી થતાં–આ હક બાબત ઝઘડો ઊભો થયો. પણ ખુશાલદાસ શેઠના વારસદાર નથુભાઈ શેઠે ઠેઠ રઘુનાથ બાજીરાવ પેશ્વા પાસેથી ફરી ફરમાન મેળવ્યું.

મરાઠા ને મુસલમાન સત્તાઓ જતાં, અંગ્રેજ સત્તા આવી. કંપની સરકારે આ હક માટે બધેથી કર લેવા કરતાં વાર્ષિક રૂા. ૨૧૩૩ આપવા નક્કી કર્યા.

આ વર્ષાસન વળી એક કલેકટરે બંધ કર્યું. રૂપિયાની દષ્ટિએ એ રકમ મોટી નહોતી, પણ માનની દષ્ટિએ તેનું મૂલ્ય થઈ શકે તેમ નહોતું. શેઠ પ્રેમાભાઈ (પ્રેમાભાઈ હોલવાળા) વિલાયત સુધી લડ્યા, ને પોતાનો એ હક પાછો મેળવ્યો.

આજ પણ એ મહાન નગરશેઠની યાદમાં એ વર્ષાસન હિંદ સરકાર તરફથી દર વર્ષે તેમના વંશજોને આપવામાં આવે છે. અલબત્ત, આજે એ વંશનો વિસ્તાર ખૂબ વધી ગયો છે, ને એ નાની રકમ એક જમણવાર પૂરતી થઈ પડે છે–છતાં એ યાદગાર બનાવ હજી ભૂલાયો નથી.



# માયાનાં મૃગજળ

[ વાર્તા ચૌદમી ]

**પીલુડીની** ઘટાઓ પાછળ સૂરજ પશ્ચિમાકાશ તરફ ઢળતો હતો. આંબલીઓનાં ઝુંડમાં કપિવૃંદ ગેલ કરતાં હતાં, ને આંબાવાડીઓમાંથી કોકિલકંઠ મધુરો બનીને વહ્યો આવતો હતો. ઉત્તર ગુજરાતની આ રસાળ ભૂમિ પર ખેતરોમાં અન્નપૂર્ણા દેવીનો વાસો હતો: ને એમનાં જ વાહન ન હોય, એવા મયૂરો અહીં છલોછલ ભરેલાં વાપી, કૂપ કે તડાગને તટે મનહર કલા કરતા વિચરતા હતા.

જેવો ગરવો આ ગૂર્જર દેશ હતો, એવી ગરવી એક વાવ જળથી છલકાતી અડાલજ ગામને ગોંદરે પડી હતી. પાતાળ સુધી પડ ભેદીને—એમાં જળનાં ઝરણાં પ્રગટાવ્યાં હતાં: ને કોઈ સપ્તમંજિલ પ્રાસાદની જેમ પાંચ પાંચ માળ પૃથ્વીના પેટાળમાં ખડા કર્યા હતા. દરેક માળે અનુપમ શિલ્પ કંડાર્યાં હતાં. અનોખી આકૃતિઓ આળેખી ખંડ, આવાસ ને ઓરડા સર્જ્યા હતા. પાતાળનિવાસી જળપરી-

ઓના વિહાર માટે પૃથ્વીના કલાકારે સર્જેલી આ શિલ્પકૃતિ મિષ્ટ જળના પાન સાથે પ્રકૃત્તિના મહાન સંકેતનું અમર ચિહ્નરૂપ બની હતી.

તાંબા–પિત્તળની ચકચકતી હેલ્યો માથે ચઢાવી, યૌવનભરી દેહને ઝુલાવતી, સુવર્ણકુંભ જેવી પિત્તળની હેલને અને એવા જ મનોહર મસ્તકને રમણે ચઢાવતી–છૂટા બે હાથે તાલીઓ દેતી ને હસતી–રમતી પનિહારીઓ રોજ સવારે ને સાંજે ચાલી જતી જોવાતી. ભૂમિ આખી કાવ્યને અનુકૂળ હતી.

કાવ્યને યોગ્ય પૃથ્વી ને પ્રકૃત્તિ બન્યાં હતાં. એ જ સમયે સહેજે કોઈ કાવ્યનાં નાયક–નાયિકા બની શકે તેવાં બે અસ્વાર ત્યાં આવતાં દેખાયાં.

એક પુરુષ હતો, બીજી સ્ત્રી હતી. આવાં સ્ત્રી–પુરુષ ભાગ્યે જ આ તરફ આવતાં. નર પડછંદ હતો. એની ઊંચાઈ પાસે કદાવર અરબી અશ્વ પણ ઠીંગણો લાગતો હતો. એના પગમાં ઊંચી જાતની કાળિયારના ચામડામાંથી બનાવેલી મોજડી હતી. એણે ચીનમાં બનેલા સાટીનની સુરવાલ અને મછલીપટ્ટનના કારીગરોએ વણેલા કાપડનું જરીભરેલું અંગરખું પહેર્યું હતું. પગમાં મોટો સોનાનો તોડો હતો, ને કંઠમાં નીલમની બે મોટી માળાઓ હતી. હાથમાં સુવર્ણનાં વીરકંકણ ને કાને ખંભાતના પારદર્શક અકીકનાં કોકરવાં હતાં. મસ્તક પર કીમતી મંડિલ હતું, ને કપાળમાં બદામ આકારનું તિલક હતું. કોઈમિહાન શ્રેષ્ઠિ તરીકે એને પિછાનતાં સહેજ પણ વાર ન લાગતી ! પણ કમરબંધમાં રહેલી મખમલી મ્યાનવાળી ને મણિમાણેક જડેલી મૂઠવાળી

શિરોહી સમશેર ને ભેટમાં નાખેલી હીરા–કટારી એને રાજકારણી પુરુષ તરીકે ઓળખાવતાં હતાં. ઉપર ઊંચે વળ લઈ ગયેલા મૂછના કાતરા ને લાંબા બાહુ એના ક્ષત્રિયત્વના પૂરતા પ્રમાણરૂપ હતા. વીરત્વ ને વણિકત્વની એવડી માટીથી સર્જાયેલો એ માનવી લાગતો હતો.

નર જેવી જ નારી પણ જાજરમાન હતી. સંગેમરમરની શિલામાં કંડારેલી પ્રતિમાસમી એ રૂપની પૂતળી હતી. એના મનોહર મસ્તક પરના, કાળા ભમ્મર વાળમાં હીરાની દામણી હતી, ને વિશાળ કપાળ પર મોટું નકશીભર્યું બોર ઝૂલી રહ્યું હતું. નારીનો દેહ નર જેટલો જ પડછંદ હતો. એનો ઘેરદાર ચણિયો, ઉપર લટકતી સુવર્ણની કટિમેખલા ને ફરતું ઓઢેલું લાલ રંગનું ઉત્તરીય અદ્ભુત ચિત્ર–સંયોજન ખડું કરતાં હતાં. ચિતોડની પદ્મિની આજે જાણે ગૂર્જરીના પ્રવાસે નીકળી હતી.

નર–અસવાર વાવની નજીક આવતાં ઘોડા પરથી નીચે કૂદ્યો. એ કૂદવામાં પણ છટા હતી, શૌર્ય ને વીરત્વનો ઝંકાર હતો, પોતાના અશ્વને દોરી એ સ્ત્રી–અસવાર પાસે આવ્યો, ને એને નીચે ઊતરવામાં મદદ કરવા હાથ લંબાવ્યો. સ્ત્રી એક છલાંગે નીચે કૂદી શકે તેવી સશક્ત હતી, છતાં એણે એ મદદ માટે લંબાયેલા હાથને સન્માન્યો. ઘોડ-સવારીથી જાણે અણજાણ હોય તેમ એણે ઊતરતાં ઊતરતાં પોતાની વજનદાર કાયાનો તમામ બોજ પુરુષના હાથ પર નાખી દીધો. પુષ્પ ઊચકે એમ સ્ત્રીને ઊચકીને પુરુષે નીચે મૂકી.

થોડે દૂર રહીને ચાલતા સૈનિકો લગોલગ આવી ગયા હતા, તેમાંથી એક જણે આવીને બે ઘોડાની વાઘ પકડી તેમને દોરી લીધા.

સ્ત્રી ને પુરુષ પગપાળાં આગળ વધ્યાં.

હરિયાળી ચારે તરફ પથરાયેલી હતી, ને તાજી દુર્વા ચરતી ગાયોના ગળાની ઘંટડી ધીમી ધીમી રણકતી હતી. એક ઘટાદાર વૃક્ષની નીચે મયૂરો કેકા કરી રહ્યા હતા: ને થોડે દૂર વાવની પાળ પર કપિવૃંદ ડાહ્યું બનીને જાણે એ નૃત્ય નીરખી રહ્યું હતું.

"શ્રીદેવી, પ્રકૃતિ કેવી હસી રહી છે! રાગદ્વેષ મનમાંથી નીતારી નાખે તેવી ભવ્યતાવાળી ભૂમિ છે!"

"આપણે મરુભોમમાં વસી જાણે આ ભૂમિને ભૂલી જ ગયાં. આરાસુરના સંગેમરમર કરતાં આ વેણુ કેટલી સુંદર છે: ને આબુના શૃંગની આહ્લાદક હવા કરતાં આ હવા મને વધુ પ્રિય લાગે છે. મારું તો હૈયું અહીં ઠરે છે. મારી આંખો અહીં ઠંડક અનુભવે છે."

"દેવી, માતૃભૂમિની માયા એવી છે. આપણાં દેહનાં અણુ–પરમાણુ તો ગૂજરાતનાં જ ને! ચંદ્રાવતી વસાવી એટલે કંઈ ત્યાંનાં વાસી થોડાં થઈ ગયાં. પાટણ તો હૈયામાં કોતરાયું છે. મરતો ઊંટ મારવાડ ભણી મોં રાખે, એ કહેવતનું રહસ્ય આ જ સ્પષ્ટ સમજાય છે. આબૂના કોઈ રમ્ય શૃંગ પર મરીશું, તોય ગાંડી પણ ગુજરાત કંઈ ભુલાશે? વારુ, તારા સ્વપ્નમાં જે દેવીનાં દર્શન થયાં હતાં, ને જેનું

તું વર્ણન કરતી હતી–એ દેવી ને એ વાવ આ જ લાગે છે.” પુરુષ કે જેનું નામ વિમળશાહ હતું, એણે કહ્યું.

“હા. નાથ! મારી સ્વપ્નભોમ જ જાણે તાદૃશ ખડી થઈ છે. જીવનમાં પહેલી વાર અહીં આવું છું, પણ અહીંની જાણે હું ચિરપરિચિત હોઉં તેમ લાગે છે. દેવી માતાએ સ્વપ્નમાં આવીને પોતાના સ્થાનકનો માર્ગ સૂચવતાં કહ્યું હતું, કે....” સ્ત્રી શ્વાસ ખાવા થોભી.

“માતાએ સ્વપ્નમાં આવીને શું કહ્યું હતું?”

“માતાજીએ ઠેઠ ચંદ્રાવતીથી અહીં સુધીના માર્ગનો ચિતાર આપતાં કહ્યું હતું કે વિશાળ વડલા ને વિપુલ કપિવૃંદ, ત્યાં પથરાયેલી મોટી વાવ–એ મારું વાસસ્થાન છે. ભાદ્ર શુકલા ચતુર્દશી, બરાબર મધરાતે, સાત શ્રીફળ વધેરી, તારી ચૂંદડી મને ઓઢાડી આવાહન કરજે. હાજર થઈને વર આપીશ.”

“વારુ દેવી! સૂરજ આથમે છે. તંબૂઓ ઠોકાય તેટલો વખત આ કલાકૃતિ સમી વાપીનું દિવસ છતાં નિરીક્ષણ કરી લઈએ, આપણાં દેલવાડાની નકશી અહીં કંડોરાઈ દેખાય છે. દેવી, પૃથ્વીમાં અમર નામના આ રીતે જ રહે.”

“સાચી વાત છે. માનવીની અમરતા બે રીતે છે, એક સુકાર્યમાં ને બીજી સુપુત્રમાં.” સ્ત્રીએ ધીમેથી કહ્યું.

“સુકાર્ય તો ઘણાં કર્યાં. મહામંત્રી વિમળના નામથી ને કામથી આજે કોણ અજાણ્યું છે? દેવી, આબૂ દેલવાડા પર એણે સ્વર્ગભુવનનું સ્થાપત્ય સરજાવ્યું છે. શત્રુંજય ને

ગિરનાર પર પણ એની કીર્તિગાથાઓ મૂક પથ્થરો વાટે પેદા થાય છે. ચૌદ ચૌદ વર્ષની સાધના એક દેવમંદિર પાછળ, ઓગણીસ કરોડ રૂપિયા એક શિલ્પશોખ ખાતર ખર્ચનારની કીર્તિ સામાન્ય નથી. આબુ આરાસણનો એક પથ્થર હશે ત્યાં સુધી વિમળની કીર્તિ અવિચળ જ રહેશે. અરે, વિમળશાહનો કળાકસબભર્યો હાથ કેવલ દેવદેહરાં કે ઉપાશ્રય સર્જીને સંતોષ નથી પામ્યો, મંદિરો ને મસ્જિદો સુધી પણ એ પહોંચ્યો છે. અરે, વાવ, કૂવા, તળાવ ને ધર્મશાળાઓમાં પણ એનું નામ ગૂંજે છે. સુકીર્તિ તો એક જન્મમાં કોઈને આટલી ન મળે. આજ દેવી ખુશી થશે. આપણું તપ ફળશે, સપુતનો વર પામશું. જીવતે જીવ મુક્તિ મળ્યા જેટલો આનંદ થશે. ”

વાતો કરતાં બંને વાવના પગથિયે જઈ પહોંચી, અંદર ઊતરી ગયાં. બિલોરી કાચથી છલકાતા જલખંડોમાં બંને પોતાની પ્રતિછબી નિહાળી રહ્યાં.

સ્ત્રી ઘડી ભર પોતાની યોગ્ય જોડીનું પ્રતિબિંબ જળમાં નિહાળી ગર્વ અનુભવી રહી. અરે, વિધાતાએ અમારી કેવી જોડી ઘડી છે! ખામી માત્ર એક છે, આજ રાતે એ પૂરી થશે. માતાજીના વરથી મારો ખાલી ખોળો ભરાઈ જશે.

પુરુષ નીચો વળ્યો. એણે કર–પાત્ર બનાવી એમાં જળ લીધું, અને પોતાની પત્ની શ્રીદેવી સામે ધર્યું:

“ દેવી, અમૃતનું આચમન કરો. ”

પ્રિય પતિના હાથનું આચમન ! પત્નીને તો વિષ હોય

તો ય અમૃતથી અધિકું ભાસે. છતાં ય નારી શરમાઈ ગઈ. કિસલય જેવા ઓષ્ઠ મરકી રહ્યા. એ મંદસ્મિત કરતી બોલી:

" થોભો, સુવર્ણપાત્ર મંગાવું."

પુરુષના કર–પાત્રમાંથી પાણી સરી રહ્યું હતું, એણે બીજી વાર અંજલિ ભરતાં કહ્યુ:

" કર–પાત્ર કરતાં સુવર્ણપાત્ર નહીં ચઢે, દેવી! અધરનાં અમી આ અમૃત સાથે ભળવાં દો."

" શરમાતી કંકુની પ્રતિમા સમી શ્રીદેવીએ પોતાના અધરોષ્ઠ જળપાન કરવા લંબાવ્યા, કે ઉપરથી એક છોકરો બૂમો પાડતો નીચે ધસી આવ્યો.

શત્રુસેનાના ધસારા સામે સહેજ પણ ક્ષોભ ન અનુભવનાર, એકલે હાથે વાઘ સાથે પંજા મિલાવનાર, આ પુરુષ આકસ્મિક ક્ષોભ અનુભવી રહ્યો.

ઉતાવળે પગથિયાં ઊતરતો–એક સોળ સત્તર વર્ષનો છોકરો નીચે ધસી આવ્યો. એની આંખો લાલઘૂમ હતી. વાળ વાંકડિયા ને અસ્તવ્યસ્ત હતા. એનાં પર ઠીક ઠીક થીગડાં હતાં.

" કે–મ ?" વિમળશાહે આંખ ઊંચી કરી. એમાં રહેલો પ્રતાપ છોકરાની ઉદ્ધતાઈને ડામી રહ્યો.

" પાણી પીવાનો પૈસો આપો."

" શા માટે ?"

"અહીં એવો નિયમ છે. આ વાવ મારા દાદાના દાદા લાખા વણઝારે બંધાવી છે, હું એમનો વારસ છું. પૈસો આપ્યા વગર કોઈ પાણી પી શકતું નથી."

"શ્રીદેવી, વાવના બંધાવનારનો આ વારસદાર છે!"

"આપો, એની ભૂખ ભાંગે તેટલું આપો!" શ્રી-દેવીએ કહ્યું.

વિમળશાહે મૂઠી ભરીને ચાંદીના સિક્કા આપ્યા, પેલો છોકરો 'શેઠજીની જય' 'શેઠજીની જય' કરતો સલામો ભરતો, નાચતો, કૂદતો ચાલ્યો ગયો, 'શેઠજીની જય'ના પડછંદા વાવના માળે માળે પડયા.

"દેવી! વાવ બંધાવનારનો આ વારસ જોયો? એક કેટલો મહાન, બીજો કેટલો અધમ! દીવા પાછળ અંધારું તે આનું નામ, જેણે જીવમાત્રને કાજ સંપત્તિને છૂટે હાથે વેરી, એનો વંશજ આજ એનાં પાણીનો પૈસો લેવા...."

"નાથ સમય થતો જાય છે, ચાલીએ." સ્ત્રીએ પુરુષ-ને વિચારમગ્નતામાંથી ખેંચ્યો.

બંને પોતાના તંબૂઓમાં વિસામો લેવા ચાલ્યાં ગયાં. પૃથ્વીએ અંધારપછેડો ઓઢયો.

૨

અનન્ત ચતુર્દશીનો ચંદ્ર આકાશમાંથી સુધા વરસાવી રહ્યો હતો. નાનું એવું અડાલજ ગામ નિદ્રાની ગોદમાં લપાઈ ગયું હતું. વાવનાં ઊંડાં ઘૂમરી લેતાં જળ પણ જંપી ગયાં હતાં, ખેતરોના ભર્યા મોલને વાયુ પંપાળી રહ્યો હતો.

આ વેળા વિમળશાહ ને શ્રીદેવી જાગતાં બેઠાં હતાં. તાજું જ સ્નાન કર્યું હોય એમ બંનેના દેહ ચમકતા હતા, સ્ત્રીની લાંબી લટોમાંથી સુગંધી જળ ટપકી રહ્યું હતું. આછાં વસ્ત્ર બંને ધાર્યાં હતાં, પણ એથી વસ્ત્ર–અલંકાર વગરના દેહની સુશ્રી આંખને મુગ્ધ કરતી હતી.

બંને થોડીવારે કંઈ ને કંઈ વાતો કરતાં, પણ વાતો કરતાં, તેથી વધારે મૌન રહેતાં. બન્ને કંઈક ઊંડા વિચારમાં હતાં.

" નાથ, હવે કેટલો સમય બાકી છે ? " સ્ત્રીએ આળસ મરડી. એના અવાજમાં મંદોત્સાહનું તત્ત્વ હતું.

" થોડી જ, પેલો તારો મધ્યાકાશ તરફ ઢળે એટલી, શ્રીદેવી, " પુરુષ જરા નજીક સર્યો : " માતાજી પાસે કેટલા પુત્ર માગીશ ? શક્તિ એટલી ભક્તિ રાખજે. "

" પુત્ર ? " શ્રીદેવીએ નિરાશામાં કહ્યું : " નાથ, સિદ્ધિની છેલ્લી ક્ષણે મન કંઈક પાછું પડે છે. "

" પેલો વાવનો વરસદાર યાદ આવે છે ? "

" હા, નાથ ! પુત્ર માટે આજ સુધી કરેલાં જપ–તપ આજે છેલ્લી ક્ષણે નકામાં ભાસે છે. સંતાનની વાંછના શા માટે ? સાગર તરીને કિનારે ડૂબવું ? સંતાન માગીને આપણે હૈયા–શોક તો નથી વહોરતાંને ! ન જાણે દીકરા દી વાળશે કે પૂર્વજોની કીર્તિનું દેવાળું કાઢશે ? "

" શાબાશ, શ્રીદેવી ! મારા મનના વિચારો જ જાણે તું કહી રહી છે ! મનમાં ક્યારથી મંથન જાગ્યું હતું, પણ

વિચારતો હતો કે પ્રકૃતિએ સ્ત્રીના હૃદયમાં પુત્રની એષણા મૂકી છે, છેલ્લી પળે મારા વિચારો જાણી તારું મન કદાચ ભાંગી પડે, એટલે ચૂપ હતો. બાકી તો યશ એ આપણું ચિર સંતાન છે, સુકીર્તિ આપણી સાચી પુત્રી છે, ન એ માંદાં પડે, ન એ મરે. ન પૂત કપૂત બને." વિમળશાહે પોતાના વિચારો વ્યક્ત કર્યા.

"મારા દેવ, તમે તો મારા અંતરયામી છો. શું યુદ્ધમાં કે શું વ્યવસ્થામાં શ્રીદેવી સદા તમારી સાથે નથી રહી? મનમાં એટલું થતું કે પત્નીના કર્તવ્યની પરાકાષ્ઠા પ્રજાની ઉત્પત્તિમાં. મારા વિમળને એક બે સંતાન હોય–તો આપણે આપણાં પૂર્વજોને જેમ ઉજાળ્યાં–આપણાં સંતાન આપણને ઉજાળે! પણ આજ એ ભરોસા નથી. મોટાનાં સંતાન સદા નાનાં હોય છે, એ સાર્વત્રિક અનુભવ છે! આજે પેલો છોકરો બાપદાદાના દાનને લાંછન લગાડી રહ્યો છે: કાલે આપણાં સંતાન આબુ—આરાસણનાં દેરાં કાં ન વેચે? પ્રભુદર્શનના દામ કાં ન લે!"

"શ્રીદેવી, ધન્ય છે તને! ઊંડું વિચારતાં લાગે છે કે આપણે મૃગજળને અમૃત સરોવર સમજી તેની પાછળ હોંશે હોંશે દોડયાં હતાં. સંતાન એ તો પ્રકૃત્તિસંદેશ છે. એની મરજીથી એ આવે—આપની મરજીથી નહીં. આપણી મરજી–આપણી વાંછના તો સ્વાર્થી છે. આપણે આપણું કંઈ માગીએ છીએ, જેને આપણી લોભ—લાલચના વારસદાર બનાવી શકાય. આજનું વિશાળ હૃદય સંતાન પામી ટૂંકું થશે, સર્વસ્વની ઈતિશ્રી સંતાનમાં થશે, હાથનો કોળિયો મોંમાં

જશે, અનેકમાંથી આપણે એકમાં જશું. આજ વિશ્વ માત્ર આપણું ઘર લાગે છે, પછી માત્ર ઘર જ આપણું વિશ્વ થશે.”

શ્રીદેવીએ કંઈ જવાબ ન વાળ્યો, એ વિચારમગ્ન બની બેસી ગઈ.

૩

મધરાતના અઘોર પહોર બોલતા હતા. વાવના એક ગોખમાં બિરાજેલ દેવીની આગળ સુગંધી ધૂપ ગુંચળા લઈ રહ્યો હતો, દીપમાળથી નાનો એવો ગોખ ઝળાંહળાં થઈ ગયો હતો.

ફડાક....એક શ્રીફળ વધેરાયું. એનો પડઘો વાવના મંજિલે મંજિલે પડ્યો, શાંત જળ ખળભળતાં લાગ્યાં.

ફડાક—બીજું શ્રીફળ વધેરાયું, ને ચારે તરફ હવાના સુસવાટા ધૂપ-દીપને ડોલાવવા લાગ્યા.

ફડાક, ફડાક, ફડાક : ત્રણ, ચાર ને પાંચ : પાંચમું શ્રીફળ વધેરાયું કે વાતાવરણમાં અવાજો આવવા લાગ્યા, વાવનાં જળ ધીરે ધીરે જાણે પગથિયાં ચડતાં હતાં.

છઠ્ઠા અવાજે પાણી રંગીન બની ગયું. વાતાવરણ અપાર્થિવ બન્યું : સાતમા અવાજે પંચરંગી ચૂંદડીઓ ઝુલાવતી એક તેજમૂર્તિ સપ્તમંજિલ વાવને આવરીને ઊભી રહી.

શ્રીદેવીએ ચૂંદડી ધરી. કંકુનો બનેલો ન હોય તેવો, સુવર્ણકંકણથી મઢેલો એક હાથ આવીને એ ઉપાડી ગયો.

" શ્રીદેવી, વિમળશાહ ! માગ, માગ, તમારે શું જોઈએ છે ? વિશ્વાસ ધરજો, કે શક્તિની પૂજા વ્યર્થ નહીં થાય."

" વિશ્વાસ છે, મા શક્તિ, તારામાં ! "

" તો ખુલ્લા મને માગી લો ! "

" માજી, અમે અમારામાં સમાઈ જઈએ, અમે જીવનભર નિ:સંતાન રહીએ, એવું વરદાન આપો." પુરુષે કહ્યું.

" શું કહ્યું ? " ફરી પ્રશ્ન થયો.

" માજી, સંતાનની વાસના આથમી ગઈ. એવી શક્તિ આપજો કે પથ્થર પર પણ પુત્રની મમતા જાગે. વગર વંશે અમારી વેલ પાંગરે. અમારી સેવા ને સુકીર્તિ અમરવેલની જેમ ફાલે ફૂલે." શ્રીદેવીએ કહ્યું.

" પુત્રી, ભૂલતી તો નથી ને, ફરી વિચારી જો. "

" વિચારી લીધું, માતાજી ! "

" વાંઝિયામેણું ભારે નહિ લાગે ? "

" ભલભલા તીર્થંકરો, સંતો, ચક્રવર્તીઓને ભારે ન લાગ્યું, ને અમને લાગશે ? પુત્ર તો થાય ને મરી પણ જાય, ભર્યો ખોળો ક્ષણમાં ખાલી થઈ જાય. પુત્ર તો પિતાની કીર્તિને ઉજાળે, એમ ઝાંખી પણ પાડે : એવા ચિરંજીવીથી ચિરંજીવ બનવા કરતાં અમારી સેવા ને સ્વાર્પણ જ ભલેને અમને ચિરંજીવ રાખે. "

" તથાસ્તુ ! "

એક હવાનો સપાટો આવ્યો, જ્યોત બધી બુઝાઈ ગઈ. અપાર્થિવ વાતાવરણ બધું પાર્થિવ બની ગયું.

સ્ત્રી અને પુરુષ ચંદ્રના અજવાળે બહાર નીકળ્યાં.

“વહાલા, આજ જાણે ફરી આપણે જુવાન બની ગયાં લાગીએ છીએ. એ નિસાસા, એ અધૂરિયાપણું, એ નીરસતા જાણે જીવનમાંથી નીકળી ગઈ.”

“શ્રીદેવી, હવે આ યુવાની આપણા સૌભાગ્ય સાથે સદા રહેશે. હવે આપણે વૃદ્ધ નહીં થઈએ, વાનપ્રસ્થ નહીં થઈએ. કદી આપણે નકામાં નહીં બનીએ. સંસારને પ્યારથી નીરખશું, પ્રેમની સરવાણીથી સંસારને નવરાવીશું.”

ચંદ્ર અને ચકોરી શાં બંને મરકી રહ્યાં, ઉપર સુધાંશુ ચંદ્ર પણ કૌમુદી પ્રસારતો મરકી રહ્યો હતો.

## શ્રી. જયભિખ્ખુના

— છપાતા ગ્રંથો —

## ચક્રવર્તી ભરતદેવ

[ આર્યાવર્તના પ્રથમ અધિદેવની પ્રેમ-શૌર્યથી ગૂંજતી નવલકથા. સમરવીર ભરત અને સમરધીર બાહુબલિના યુદ્ધનો રોમાંચક ચિતાર—સાથે ભગવાન ઋષભદેવનો ઉત્તરાર્ધ પણ આમાં રજૂ થાય છે. ]

## ભાગ્યનિર્માણ

[ વિક્રમાદિત્ય હેમૂનો ઉત્તરાર્ધ. હિંદોસ્તાં કોનું: એ પ્રશ્નનો જવાબ મેળવવા, યુદ્ધના મેદાનમાં ઝૂઝનાર બે મરજીવાઓની શૌર્યના રંગે રંગાયેલી મહાકથા. ]

## બ્રાહ્મણશ્રેષ્ઠ

[ મરાઠા ઈતિહાસના એક ક્રાંતિકારી તબક્કાનું, જાતિ-ઉત્થાનને, સ્વાતંત્ર્યના ઉગમનું ભવ્યચિત્ર. ]

## પાણીપત

[ પ્રાચીન કાળથી આજ સુધી ખેલાયેલાં યુદ્ધોની નવલ: જેમાં કાલ્પનિક પાત્રોદ્વારા વર્તમાન પ્રશ્નોની મીમાંસા કરવામાં આવી છે. ]

## હિંમતે મર્દાં

[ 'જવાંમર્દ'ની પદ્ધતિએ આલેખાયેલી ઈતિહાસની એક સુંદર બાળકથા ]

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ.

જેકેટ: શારદા મુદ્રણાલય: અમદાવાદ